∵ રસદાયક નવલકથા ∵

# જંગલમાં મંગળ



પ્રકાશક :

**સાકરલાલ બુલાખીદાસ બુકસેલર.**

ઠે. રીચીરોડ, બાલાહનુમાન, અમદાવાદ.



આવૃત્તિ ૧લી ∴ પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૪ ∴ સને ૧૯૨૭

કીંમત ૦-૮-૦



# જંગલમાં મંગળ

## પ્રકરણ ૧ લું.

"રાયમલ ફસાયો"

સાંજ પડી હતી. પશુ પક્ષીઓ આખા દિવસના શ્રમથી નિશ્ચિત થઇ પોતપોતાના સ્થાન તરફ જતાં હતાં. ગાયોનાં ટોળાં ચારો ચરી તેમના માલીકોના ઘર તરફ જતાં હતાં. ગોવાળીયાઓ પણ ગાયોનાં ટોળાંની પાછળ ખભા ઉપર લાંબી લાકડીઓ મૂકી ગાયોને ડચકારતા ચાલ્યા જતો હતા. રત્નનગરના સ્હેલાણીઓ નગરની બ્હાર આમ તેમ ફરી ખુલ્લી હવાનો આનંદ ભોગવતા હતા. ગરીબ લોકોના ઝુંપડામાં રસોઇ થતી હતી. ઝુંપડાની

બહાર ગરીબ લોકોનાં બાળકો રમતાં હતાં. મહેનત મજુરી કરી થાકેલાઓ હાથપગ જોડી રસોઇની આતુરતાથી રાહ જોઇ બેસી રહ્યા હતા. કેટલાક મુસાફરો રાત્રિ ગાળવાના ઇરાદાથી ધર્મશાળાની ખોળ કરતા ઝડપથી ચાલ્યા જતા હતા. એવામાં કોઇક આઠ પરદેશી મુસાફરો સાયંકાળના સમયે રત્નનગરમાં આવ્યા. તે આઠે મુસાફરો ચાલતા ચાલતા નગરનું બારીકાઇથી અવલોકન કરતા હતા. એવી રીતે જોતા તે આઠે જણા એક પડેલી ધર્મશાળામાં આવી પહોંચ્યા. તેમાંના એક જણે સામાનની ગાંસડી છોડી ત્યાં શેતરંજી બીછાવી દીધી. પાથરેલી શેતરંજી પર એક દમામદાર દેખાવનો, વાંકશું મૂછોના આંકડાથી ફાંકડો દેખાતો એક મુસાફર બેઠો, બાકીના તેની આસપાસ બેસી વાતોનાં ગપ્પાં મારવા લાગ્યા.

વાંચકો ! તમે આ આઠે મુસાફરોને ઓળખ્યા હશે ? છતાં જો ન ઓળખી શકયા હો તો ઓળખજો કે જે શેતરંજી પર બેઠો છે, તે કૃષ્ણલાલ છે અને તેની પાસે બેઠેલાઓમાં એક તો સરદાર જ્ઞાનચંદ્ર છે, બીજો કરૂણાશંકર ભટ્ટાચાર્ય અને ત્રીજો સ્વાર્થીન્દ્ર નામે એક સરદાર છે ને બીજા તેના નોકરો છે. તેઓ સઘળા આજે રાયમલ્લને સપડાવવા આવ્યા છે ને તેથી મધ્યરાત્રિના સમયની આતુરતાથી રાહ જોઇ રહ્યા છે. રાત્રિ કયારનીએ પડી ચુકી છે. કૃષ્ણપક્ષની કાળી રાત્રિ કૃષ્ણલાલને ઘણી અનુકુળ થઇ પડી છે. રાત્રિ વિતતાં ગરબડ શાન્ત થવા લાગી. માણસોના અવાજને બદલે હવે તમારાં કસારી વગેરે નિશાચર પશુ પક્ષીઓના ઝીણા નાદ સંભળાવા લાગ્યા મધ્યરાત્રિને હવે થોડી વાર છે એમ ધારી સઘળા તૈયાર થવા લાગ્યા. ઝપાટાબંધ કામ પૂરૂં થાય અને તેમાં હિંમતનો વધારો થાય એમ સમજી કરૂણાશંકરે દરેકને બબ્બે ગ્લાસ મદિરાના પાઇ દીધા. બાદ

સમય થતાં આડે જણુ લાવેલા સામાનનો ગાંસડો ઉઠાવી તેને એક માણસના માથે મૂકી ચાલતા થયા. રસ્તામાં મળતા પહેરેગીરો તેમને ટોકતા, પણ તેમના સંતોષકારક જવાબથી તેમને જવા દેતા. એવા રીતે ચાલતા ચાલતા તેઓ પ્રધાન રાયમેલના મકાન આગળ આવી પહોંચ્યા. આ સમયે મકાનનાં સઘળાં દ્વાર બંધ હતાં. મકાનના ઓટલા ઉપર એક વૃદ્ધ મુસલમાન સિપાહી ઝોકાં ખાતો બેઠો હતો. સઘળા મંડળને થોડેક દૂર ઉભા રાખી જ્ઞાનચંદ્ર મકાન પાસે જઇ તપાસ કરવા લાગ્યો, તો તેને ત્યાં કંઇ પણ માલુમ પડયું નહિ. જ્ઞાનચંદ્ર કા'ન માંડી સાંભળવા લાગ્યો તો તેને અંદર ઉંઘતા માણસોનાં નાક બોલવાનો અવાજ સંભળાયો. મકાનનાં માણસો અત્યારે ભરનિદ્રામાં છે સમજીને જ્ઞાનચંદ્ર પાછો આવ્યો. ને સર્વને લઇ મકાનની પાછલી બાજુએ ગયો. મકાનની પાછળ એક મોટું વડનું ઝાડ આવેલું હતું, તેની નીચે સર્વને બેસારી જ્ઞાનચંદ્ર મકાનમાં દાખલ થવાનો માર્ગ શોધવા લાગ્યો. તેણે મકાનની ચારે તરફ ફરી ઝીણી નજરે તપાસ કરી પણ તેને ક્યાંઇએ જવાનો માર્ગ જણાયો નહિ. ગમે એમ થાઓ, પણ ધારેલું કામ તો કરવું. આવા વિચારવાળો જ્ઞાનચંદ્ર એક સ્થળે ઉભો રહી મકાનને બારીકાઇથી જોવા લાગ્યો. વૃક્ષ નીચે બેઠેલાઓમાંથી કરૂણાશંકરે સમય ગાળવા ગાંજો બનાવ્યો, ને તેને ચલમમાં ગોઠવી ચકમકથી દેવતા પાડવા લાગ્યો. અગ્નિ પ્રકટ થતાં કરૂણાશંકરે એક પોચું લાકડું સળગાવી ચલમમાં મુકયું અને ગાંજાના દમ લગાવવા લાગ્યો. ગાંજાની ચલમ બેઠેલા મંડળમાં ફરવા લાગી. કરૂણાશંકરના દમથી ચલમમાં વારે ઘડીયે ભડકા થવા લાગ્યા. એ ભડકાના પ્રકાશમાં જ્ઞાનચંદ્રની નજરે છેક ઉંચે એક બારી ઉઘાડી રહી ગએલી માલૂમ પડી. બસ કામ પાર. કહી જ્ઞાનચંદ્ર

બેઠેલા મંડળમાં આવ્યો. કરૂણાશંકરે તેની આગળ ચલમ ધરી, બુજ રહેલો ગાંજો જ્ઞાનચંદ્રના દમથી બળીને ખાક થઇ ગયો, કે તરત ચલમને કરૂણાશંકરને સોંપી જ્ઞાનચંદ્ર બોલ્યો:—

ચાલો હવે વખત ગુમાવો નહિ. હમણા સવાર થઈ જશે તો કર્યું કારવ્યું બધું ધુળ મળી જશે. કહી જ્ઞાનચંદ્રે ગાંસડી છોડીને તેમાંથી બે મોટાં લાંબાં દોરડા બહાર કાઢયાં. તેમાંના એક દોરડાને તે સાથે રાખેલી પાટલા ઘોના પૂંછેડે બાંધ્યું. બાદ જ્ઞાનચંદ્રે આસપાસ જોઈ પાટલા ઘોને જોરથી ઉંચે દિવાલ પર ફેંકી. દિવાલને અથડાતાંજ ફેંકલી ઘો ઉપરની બારીની નીચે દિવાલની સાથે સજ્જડ ચોંટી ગઇ. ત્યારબાદ સઘળાને સાવધ રહેવાનું કહીં જ્ઞાનચંદ્ર દોરડાની મદદથી ઉપર ચઢવા લાગ્યો. સપાટાબંધ ચઢતો તે થોડીવારમાં ઉપર ચઢી બારી વાટે શયનભુવનમાં દાખલ થયો, કે થોડાવારમાં સ્વાર્થાન્ધ સરદાર પણ બીજું દોરડું લઇ ઉપર ચઢી તેની પાસે આવ્યો મહેલમાં સઘળું શાન્ત હતું. પ્રધાન રાયમલ એક કોચમાં ગાઢ નિદ્રાને આધિન થયેલો હતો. નોકર ચાકરો પણ તેમની પથારીયોમાં પડ્યા પડ્યા ઉંઘતા હતા. પ્રધાનના પલંગની પાસે એક નાના ટેબલ પર ઝીણી બત્તી પ્રકાશી રહી હતી. આજ આપણો શીકાર. કહી જ્ઞાનચંદ્રે ગજ-વામાંથી બેશુદ્ધિની દવા કાઢી રાયમલને સુંઘાડી. રાયમલનો જીવ બ્રહ્માડમાં ભ્રમણ કરવા લાગ્યો. તુરતજ જ્ઞાનચંદ્રે રાયમલને હાથે પગે દોરડાથી જકડીને બાંધ્યો. એટલીવારમાં સ્વાર્થાન્ધ મકાનમાં ફરી આવ્યો ને કેટલાક મોતી જવાહિરના દાગીના લઇ આવ્યો. જ્ઞાનચંદ્રે સ્વાર્થાધને નીચે ઉતરવાની સૂચના કરી, કે તરત તે નીચે ઉતરવા લાગ્યો. બાદ જ્ઞાનચંદ્ર પણ બેશુદ્ધ પ્રધાનને ઉઠાવી નીચે ઉતરી આવ્યો. સઘળાના આનંદનો પાર રહ્યો નહિ. કૃષ્ણલાલ તો આનંદના

આવેશથી નાચવા ને કુદવા લાગ્યો. ત્યારબાદ રાયમલ પ્રધાનને ઉઠાવી સઘળા દુષ્ટો એક અજાણ્યા રસ્તે થઈને નગરની બ્હાર નીકળી આવ્યા આ સમયે પાછલી રાત્રિ થઇ હતી. નગરના મહોલ્લાઓમાંથી ઘંટીના ઘોર સંભળાતા હતા. એવે વખતે આ ક્રૂર બ્હારવટીયાઓ રાયમલને ઉપાડી ભયાનક જંગલમાં આવી પહોંચ્યા અને ત્યાં આગળ એક વૃક્ષની નીચે તેને સુવારી સઘળા થાક ઉતારવા બેઠા. પાછલી રાત્રિના શીતળ પવનથી રાયમલને ધીમે ભાન આવવા લાગ્યું, પણ દવાના ઘેનથી તે ઉઠી શક્યો નહિ. જ્યારે જ્ઞાનચંદ્રે જોયું કે રાયમલને હવે શુદ્ધિમાં લાવવો જોઇએ, ત્યારે તુરત તેણે બીજી દવા સુંઘાડી તેને સાવધ કરી દીધો. થોડી વારમાં તો રાયમલ પૂર્ણ સાવધ થઈ બેઠો થયો, અને આશ્ચર્ય પામી જોવા લાગ્યો તો પોતે એક વિકટ અરણ્યમાં દોરડાથી બંધાઇને કોઇક માણસોના ટોળાની વચ્ચે પડેલો છે. આવું જોઇ રાયમલ ગભરાયો, અને મનમાં હિંમત રાખી બેઠો થઇ બોલ્યો:—તમે કોણ છો? અને મને આવી રીતે શા માટે અહિં લાવવામાં આવ્યો છે ?

"અમે કોણ છીએ એની તને હમણાંજ ખબર પડશે. જો તું અમારૂં કહેવું માનીશ તો ઘણોજ સુખી થઇશ અને નહિ માને તો ઘણાજ દુઃખથી તારો દેહ ત્યાગીશ." કરૂણાશંકરે કહ્યું.

"તમારૂં મર્મયુક્ત બોલવું સાંભળી મને અજાયબી ઉત્પન્ન થાય છે. તમે મને જણાવો તો ખરા કે તમે કોણ છો ?

"અરે મૂર્ખના શિરોમણિ ! ના કહીએ છીએ છતાં પૂછે છે તો સાંભળ. તું અત્યારે કાળના મુખથી ઘેરાઇ યમસદનનાર સ્તામાં છે. સમજ્યો ?" જ્ઞાનચંદ્રે કહ્યું.

" શું તમે મારૂં મ્હોત કરવા ઇચ્છો છો ? શામાટે ? મ્હેં તમારૂં શું બગાડયું છે ?" પ્રધાને પૂછ્યુ.

" રાયમલ ! ત્હેં મારૂં સર્વસ્વ બગાડયું છે. મારૂં જીવન ધુળધાણી કર્યું છે અને સાથે મારૂં ભયંકર અપમાન કર્યું છે, " કૃષ્ણુલાલે કહ્યું.

" મ્હેં કોનું અપમાન કર્યું છે ?" રાયમલે રોષથી પૂછ્યું.

" આ કૃષ્ણુલાલનું."

" હેં ! શું તું કૃષ્ણુલાલ ?"

" હા, સરકાર ! કેમ ઓળખાણ પડીને ?"

" હા, હવે તને બરાબર ઓળખ્યો. પવિત્ર પુરૂષના કુળમાં અવતરેલા નરપિશાચ કૃષ્ણુલાલ ! તારાં દુષ્ટકૃત્યો અપાર છે. તું એક ભયંકર ભુજંગ છે. બોલ હવે તું મને શું કરવા માગે છે ?" પ્રધાને ક્રોધથી પૂછ્યું.

" રાયમલ શાન્ત થા. જો તારે જીવવાની ઇચ્છા હોય તો મારૂં એક વચન માન્ય કર ?" કૃષ્ણુલાલે કહ્યું.

' જણાવ કે તું મારી પાસે શું લેવા માગે છે ?"

" રાયમલ ! તને ખબર તો હશે કે હું એક વખતે જાતેજ તારે ઘેર તારી સરલાનું માગું કરવાને આવ્યો હતો ?"

રાયમલઃ—હા, હું સારી રીતે જાણું છું.

કૃષ્ણુલાલઃ—ત્હેં મારૂં તે સમયે અપમાન કર્યું હતું, પણ તે કરેલું અપમાન હવે હું ભૂલી જાઉં છું અને તેના બદલામાં તારી પાસે એક વચન માગું છુ.

રાયમલ:—વચન માનવા જેવું હશે, તો તે આપવામાં કાંઈ હરકત નથી.

કૃષ્ણુલાલ:—રાયમલ ! હું તારી સરલાને જીગરથી ચાહું છું, હું તેની પૂજા કરવા ઇચ્છું છું અને તેથીજ સરલાને મારી સાથે પરણાવવાની તને વિનંતિ કરૂં છું.

રાયમલ:—સમજ્યો, તારા કહેવાનો ભાવાર્થ હું બરાબર સમજ્યો. કૃષ્ણુલાલ ! મારી સરલા કેટલાક વખતથી ગુમ થયેલી છે, એટલે તારી માગણી હાલ વૃથા છે.

કૃષ્ણુલાલ:—રાયમલ ! સરલા હજી હયાત છે.

રાયમલ:—શું મારી સેરલા હજી હયાત છે ? કૃષ્ણુલાલ ! કૃષ્ણુલાલ ! જણાવ કે તે મારૂં રાંકનું રત્ન કયાં છે !

કૃષ્ણુલાલ:—મા'રી પાસે છે, ફક્ત તેને સુખી થવામાં તમારી તરફનીજ વારેવાર છે. રાયમલ ! કહો હવે કે તમે મારૂં કહેવું માની સરલાને મારી સાથે પરણાવશો કે નહિ ?

રાયમલ વિચારમાં પડયો અને થોડીવારે કંઇક વિચાર કરી બોલ્યો:—"કૃષ્ણુલાલ સરલાના વિચારનો ત્યાગ કર. તે તારે લાયક નથી."

કૃષ્ણુલાલ:—હું તેને પુજું છુ, તેને પ્રાણુથી પણ વધારે ચાહું છું: અને તેની સાથે પરણી તમને બન્નેને સુખી કરવા ઇચ્છું છું.

રાયમલ:—હું તારા સુખની ઇચ્છા રાખતો નથી. સરલા જેવી પવિત્ર બાળાને તારા જેવા કસાઇની સાથે પરણાવી હું તેના સુખમાં વિષ રેડવા મ્હાતો નથી. કૃષ્ણુલાલ ! હું તને સારી રીતે ઓળખું

છું. તું સરલાને ચાહે છે, તે દૈવી પ્રેમથી નહિ, પણ એક વિષય લાલસાથીજ તારી તે લાલસા પૂરી થતાંજ તું હતો એનો એજ રહેવાનો. મર્કટની કોટે મોતીની માળા શોભેજ નહિ.

કૃષ્ણલાલ:—અરે ! શું તું મને ધિક્કારે છે ?

રાયમલ:—હા, હા, તને હજારો વાર ધિક્કારૂં છું–ફિટકારૂં છું.

કૃષ્ણુલાલ:—જો એમ છે તો જોઇ લે કે હું તને કેવા ભયંકર દુઃખથી રીબાવું છું. રાયમલ ! વિચાર કર, નકામો મ્હોતને માગી ન લે. જ્યારે લક્ષ્મિ ચાંલ્લો કરવા આવે છે ત્યારે મુખ ધોવા ન જા. રાયમલ ! શાન્ત થા ને તારા વિચાર ફેરવી સુખી થા. કારણ કે અત્યારે તને મારનાર અને તારનાર મારાં સિવાય કોઇ નથી.

રાયમલ:—મિથ્યાભિમાની ! નકામો ફુલાઇશ નહિ. હું તારાથી લગીર પણ ડરતો નથી. ઇશ્વર ઇચ્છા પ્રમાણે થનાર હશે તે થશે પણ આ રાયમલ પ્રાણ જતાંએ તારૂં વચન માનશે નહિ.

કૃષ્ણુલાલ:—નહિ માને તો ભયંકર મ્હોતે મરશે. હજી પણ કહું છું કે તારો વિચાર ફેરવ ?

રાયમલ:—નહિ, મુખની બ્હાર નીકળેલું વચન પાછું કદાપિ મુખમા પેસતુંજ નથી. કૃષ્ણુલાલ ! તું ચાહે એટલું મને દુઃખ દે, ભુખથી રીબાવ, સતાવ, અને ચાહે તો આ શરીરને છુંદી નાખ, પણ મારી સરલાને કોટી ઉપાયે તારા કરમાં સોંપનાર નથી તે નથી જ.

કૃષ્ણુલાલ:—કદાપિ તારી સરલા મને આનંદથી પરણશે તો !

રાયમલ:—ચંડાળ ! હું સરલાના હૃદયને સારી રીતે ઓળખું છું. બ્રહ્માંડ સઘળું ઉથલપાથલ થઇ જાય પણ સરલાને તને કદાપિ મ્હાવજ નહિ. તારા જેવા કસાઇના કરનું રમકડું થવાને બદલે મારી સરલા ખુશીથી મરણને શરણ થશે. પાપી પિશાચ ! તું પણ સમજે કે હવે તારો કાળ પાસે આવ્યો છે, નિર્દોષ કુમારિકાઓને કષ્ટ દેનાર કૃષ્ણલાલ ! હું તારા શિર પર ફરતું કાળચક્ર પ્રત્યક્ષ નિહાળું છું.

કૃષ્ણલાલ:—અભાગી બુઢ્ઢા ! હવે જોજે મારો સપાટો. હું તારા દેખાતાંજ સરલાને ભ્રષ્ટ કરૂં છું કે નહિ.

"ઓહ ! હા, ઓ જગત પિતા ! તમે શું જોઇ રહ્યા છો ? ઓ સૃષ્ટિમાં અદૃષ્ય રહેલા દેવો ! તમે આ શું સાંભળી રહ્યા છો ! હા ! એક પિતા તેની પુત્રિના સંબંધમાં આ શું સાંભળે છે ? ઓ કાળિ રાત્રિ ! તું એકદમ આવ ને મને તારા ભયંકર અંધકારમાં ગૂમ કરી દે. ઓ વસુંધરા ! તું બે ભાગમાં ફાટી જઇ મને તારા ઉદરમાં સમાવી દે. હા, પ્રભો, પ્રભો ! કહી રાયમલ નીચે બેસી ગયો. તેની આંખોમાંથી જળ પ્રવાહ નીકળવા લાગ્યો. પાપી કૃષ્ણલાલ ખડખડ હસવા લાગ્યો. આવું જોઇ તુરત જ્ઞાનચંદ્ર પાસે આવ્યો ને કૃષ્ણલાલને કહેવા લાગ્યો:—મારા માનવંતા સરદાર ! અત્યારે રાયમલનેસતાવવો છોડી દયો અને તેને થોડા દિવસ આપણા પંજામાં રહેવા દયો. હવે તે કયાં જવાનો છે ! જ્યારે ઘણું દુ:ખ પડશે ત્યારે એની મેળે ઠેકાણે આવશે. માટે મારી તો સલાહ છે કે તેને તેની પુત્રિની કોટડીમાંજ કેદ કરી રાખવો. પિતા અને પુત્રિ એકઠાં થશે તે કંઇક આપણનેજ લાભ થશે. છતાં જો નહિ માને તો આખરે તેમનું મરણ તો છેજ. કહી જ્ઞાનચંદ્ર શાન્ત રહયો. કૃષ્ણલાલે તરત ત્યાંથી આગળ ચાલવાની

આજ્ઞા કરી. રાયમલ્લ લથડતે પગે તેમની સાથે ચાલવા લાગ્યો આખરે સઘળા તેઓના ગુપ્ત ખંડેરમાં આવ્યા. રાયમલને સરલાની કોટડીમાં પૂરવાની કૃષ્ણલાલે આજ્ઞા કરી. જ્ઞાનચંદ્ર ઉભો થયો અને રાયમલને સરલાની કોટડી તરફ લઈ ચાલ્યો. કોટડીની પાસે આવી રાયમલને તેમાં પૂરી જ્ઞાનચંદ્ર પાછો ગયો. રાયમલ્લ દુઃખના દર્દથી ચીસ પાડી ઉઠયો. તેની ચીસના અવાજથી ઉંઘમાં પડેલી સરલા જાગૃત થઇ ને ફાટી આંખે રાયમલની સામે જોઇ પૂછવા લાગી:—તમે કોણ છો?

"સરલા! મારી વ્હાલી સરલા! હું પાપીનો ભોગ થયેલો તારો દુઃખી પિતા."

"હેં! કોણ મારા પિતા! તમે આ સ્થળે!" કહી સરલા રાયમલની નજીક ગઇ.

"હા. બેટા પાપીઓએ મને સપડાવ્યો છે." રાયમલે નિઃશ્વાસ નાખી કહ્યું.

"અરે હાય, આ શું દશા!" કહી સરલા પીતાનું દુઃખ જોઇ બેશુદ્ધ થઇ ગઇ.

"બેટા સાવધ! આ વિધાતાના તમાસા છે." કહી રાયમલ પણ આંખે અંધારા આવવાથી નીચે ઢળી પડયો. પિતા–પુત્રિ દેહનું ભાન ભુલી જમીન પર લાંબા થઇ ઘણી વાર સુધી અચેતન અવસ્થામાં પડયાં રહયા.



# પ્રકરણ ૨ જું.

## " મદદગાર "

સૂર્યનારાયણ દેવ સખ્ત તડકાથી સૃષ્ટિને ગભરાવી રહયા હતા. ઉનીં લુ વાતી હતી એવા સખ્ત તાપમાં બે પ્રવાસી પુરૂષો તાપથી બચવાને માથા પર વસ્ત્ર ઓઢી કૃષ્ણલાલના ખંડેરથી થોડેક દૂરના રસ્તે થઇને ચાલ્યા જતા હતા. તેમણે પહેરેલાં વસ્ત્રો પરસેવાથી તરબોળ થઇ ગયાં હતાં, મ્હોં સખ્ત ગરમીથી લાલચોળ જણાતાં હતાં. બન્ને પ્રવાસીઓ ચોત્રીસ વર્ષની વયના જણાતા હતા. તેઓ જાણે લાંબા પ્રવાસથી કંટાળેલા ન હોય એમ તેમના મુખપર થતા બપોરા ગાળવાના ઇરાદે કોઇક શીતળ વૃક્ષની શોધમાં આસપાસ જોતા ચાલ્યા જતા હતા, એવી રીતે ચાલતા ચાલતા તેઓ એક મોટા વૃક્ષ નીચે આવી પહોંચ્યા. વૃક્ષની શીતળતાથી બન્ને આનંદ પામ્યા. તે વૃક્ષની નીચે રાખેલું વસ્ત્ર પાથરી એક પ્રવાસી બેઠો ને બીજો ત્યાંથી થોડેક દુર વહેતા ઝરા પાસે જઇ હાથ મ્હોં ધોઇ પાણીનો લોટો ભરી આવ્યો. વૃક્ષ નીચે બેઠેલા પ્રવાસીએ મુખ ધોઇ પાણી પી સ્વસ્થ થઇ કહ્યું:–પ્રિય સત્યવ્રત ! મને લાગે છે કે આપણે આ અઘોર અરણ્યમાં આવી ચઢયા છીએ. જોને સવારથી ચાલીએ છીએ છતાં કોઇ ગામ ભેગા થઇએ છીએ ?

" હાજી આપણે ખરેખર ભૂલાજ પડયા છીએ હવે તો આ વૃક્ષ નીચે અત્યારે વિશ્રાન્તિ લઇ નમતો પહોર થતાં માર્ગ ખોળીશું" સત્યવ્રતે જણાવ્યું.

હા હવે એમજ કરો. કહી બન્ને પ્રવાસી વિશ્રાન્તિને અર્થે આડા થયા. બપોરના સમયે ઉની લુ વાતી હતી છતાં આ વૃક્ષનીચે ગવનની ઠંડી લ્હેરો આવતી હતી. અલ્પ સમયમાં સત્યવત નામનો મુસાફર તો શ્રમના સબબે નિદ્રાધિન થઇ ગયો. પણ બીજા પ્રવાસીને નિદ્રા આવી નહિ. તે ઉઠી બેઠો થયો. આસપાસ નજર ફેરવી તેણે એક નિઃશ્વાસ નાખ્યો. બાદ થોડા સમય શાન્ત રહી, તે મનમાં બોલ્યો:—હા પ્રભો! અમારી ઉપર આ કેવાં સંકટો પડી રહ્યાં છે તેનો વિચાર કરો! અરે! વ્હાલી બ્હેન સુકન્યા! તું કયાં હોઇશ? હૃદય ચિરાઇ જાય છે. હાય! હજી સુધી પાપીની પિસ્તોલનો ઘા તો રૂઝાયો નથી. ગરીબડી બાળા! ખરેખર તું તો નિર્દોષજ છે. પાપીના પનારે પડી તેં સુખ ભોગવવાને બદલે દુઃખજ ભોગવ્યું છે. હા, કૃષ્ણલાલ! વિશુદ્ધ કુળમાં ઉત્પન્ન થયેલા અંગારા કૃષ્ણલાલ! તું છતી આંખે અંધ છે. જે પરમ પવિત્ર પ્રેમદા તને જીગરથી ચાહે છે. હા તેનેજ તું સંશયવાળો થઇ ધિકકારે છે. કૃષ્ણલાલ! કૃષ્ણલાલ! તારાથી થાય એટલું આ જગતમાં થોડા સમય સુધી કરી લે, પણ યાદ રાખ જે કે આ દુષ્ટનાં ફળ આખરે વિપરિત છે. હા કૃષ્ણ-લાલ! જો કે તું મને ધિકકારે છે, તું મને મારી નાખવા ઇચ્છે છે, પણ હું તને ચાહું છું. હું તને નીતિને રસ્તે લાવવા ઇચ્છું છું. તાર માટે પ્રાણ આપવા તૈયાર છું. કૃષ્ણલાલ! હું એવો મિત્ર નથી કે જે સુખ સમયે અનેક પ્રકારના રંગ રાગમાં મિત્રની સાથે મોજ મઝા ભોગવી દ્રવ્યનો નાશ થતાં યા તો દુખ આવી પડતાં મિત્રનો ત્યાગ કરી જાય છે. કૃષ્ણલાલ! તું એમ ધારતો હોઇશ કે મારી ગોળીથી કુન્જ અને સુકન્યા ઘવાઇને મરણ પામ્યાં હશે, પણ નહિ પ્રભુ કૃપાથી અમે જીવતાં છીએ. અમે તારા કામમાં વિઘ્ન નાખીશું, અને

ગમે તે પ્રકારે તારા પંજામાં સપડાયેલાં એનો ઉધ્ધાર કરીશું. આમ મનમાં ગણગણી તે શાન્ત રહયા પણ પુનઃ કંઇક યાદ આવતાં બોલ્યો:—હા, હજી સુધી કિશોરી અને હરીહરરાયનો પણ પતો મળ્યો નથી. અરેરે તેમનું શું થયું હશે? જેવી ઇશ્વરેચ્છા. હવે તો પ્રથમ તે દુષ્ટાત્મા કૃષ્ણુલાલના ગુપ્ત રહેઠાણને ખોળી કાઢવાની જરૂર છે.કારણ કે રાત્રિએ ગુમ થયેલી મારી સુકન્યા બ્હેનને ક્યાંક તે દુષ્ટના માણસો ઉપાડી ના ગયા હોય? લાવ હવે હું પણ લગીર આરામલઉં. કહી કુન્જ આડો થયો.

વાંચકો! તમે બન્ને પ્રવાસીઓને ઓળખ્યા હશે. આ બંનેમાં એક તો આપણો પ્રથમનો પરિચીત અને કૃષ્ણુલાલનો મિત્ર કુંજવિહારી અને તેની સાથે બીજો જે છે તે કૃષ્ણુલાલનો સરદાર સત્યવ્રત છે. જે સમયે કૃષ્ણુલાલ કુન્જ અને સુકન્યાને ઘાયલ કરી નાશી ગયો, તે સમયે સત્યવ્રત પણ ઢોંગ કરીને પડી રહ્યો હતો. બાદ જ્યારે સાંજ પડી ને કૃષ્ણુલાલ ન આવ્યો ત્યારે સત્યવ્રતે કુન્જ અને સુકન્યાના ઘા ઉપર પાટા બાંધી તેમજ માથે ઠંડુ પાણી છાંટી બન્નેને સાવધ કરી તેમને સઘળી વાત જણાવી. ત્યાર પછી ત્યાં વધારે વાર નહિ રહેતાં કુન્જ સત્યવ્રત અને સુકન્યા ત્યાંથી ચાલી નીકળ્યાં જંગલમાં ઘણા દિવસો સુધી સુખ દુઃખ વેઠતાં ફળફુલો ખાતાં દિવસો નિર્ગમન કરવા લાગ્યાં બાદ એક દિવસે દૈવયોગે સતી સુકન્યા કુન્જ અને સત્યવ્રતથી અચાનક ગુમ થઇ ગઇ. તે કેવી રીતે ગુમ થઇ ગઇ અથવા તો તેને કોઇ ઉપાડી ગયું વગેરે ઘણી તપાસ કુન્જ અને સત્યવ્રતે કરી પણ કંઇ જણાયું નહિ. આથી થાકી કંટાળી છેવટે બન્ને જણા તેને શોધતાં ઉપર કહેલાં સ્થળે આવી વૃક્ષ નીચે આરામ લેવા લાગ્યા.

વૃક્ષ નીચે આરામ લેવા આડો થયેલો કુન્જવિહારી મુસાફરીનાં શ્રમથી થોડીજ વારમાં નિદ્રાધીન થઇ ગયો. આખરે નમતો પહોર

થવા આવ્યો. પવનની સુખકારક લ્હેરો આવવા લાગી પક્ષીયો તેમના માળાઓમાંથી નીકળી બોલવા લાગ્યાં આપણા પ્રવાસીઓ પણ ચારેક કલાકનીસારી ઉંઘ લઇ જાગૃત થયા. બન્ને જણા પાસેના જરા આગળ જઇ મ્હો ધોઇ આવ્યા. સત્યવ્રત આસપાસ ફરી આવી થોડાંક ફળ લઇ આવ્યો મળી આવેલાં ફળ ખાઇ બન્ને જણા સ્વસ્થ થઈ આગળ જવાનો વિચાર કરવા લાગ્યા. આસપાસ જોયું તો માર્ગનું ચિન સરખું પણ જણાયું નહિ. માણસનુ તો નામજ કયાંથી હોય કે તેને પૂછે ? માર્ગની ખોળમાં ધીમે ધીમે દિવસ પૂરો થવા આવ્યો પણ આપણા મુસાફરોને આગળ જવાનો માર્ગ મળ્યો નહિ હવે શું કરવું ? કોને પૂછવું વગેરે વિચારો થવા લાગ્યા. એવામાં અચાનક તેમને કોઇના આવવાંનો પરગવ સુંભળાયો. માણસ આવ્યાની આશા ધારી બન્ને જણા આવનાંર પ્રતીલક્ષ આપી જોવા લાગ્યા. થોડા સમયમાં તો આવનારનાં દર્શન થયાં કુન્જ અને સત્યવ્રત જુએ છે તો એક મુખવટો પહેરેલો બળવાન માણસ એક બંધીવાન સ્ત્રીને લઇને ચાલ્યો આવતો જણાયો. બંધીવાન સ્ત્રી ચાલી ચાલીને થાકી ગઇ હોય એમ જણાતું હતું. કારણકે તેની સાથે ચાલનાર માણસ તેને કઠોર શબ્દોથી આગળ ચાલવાનું કહેતો હતો. આવો દેખાવ જોતાંજ બન્ને મુસાફરો આશ્ચર્ય પામ્યા અને તે આવનાર જુએ નહિ એમ એક વૃક્ષને ઓથે ઉભા રહી જોવા લાગ્યા. આખરે તે માણસની સાથે ચાલતી અબળા ત્યાંજ બેસી ગઇ અને બોલી:—જ્ઞાનચંદ્ર ! તારે મને મારી નાખવી હોય તો અહિંજ મારી નાખ કારણ કે હવે મારાથી વધારે ચલાતું નથી.

ઉદ્ધત છોકરી ! જયારે તું આગળ ચાલી શક્તી નથી ત્યારે તારા પ્રાણનુ વિસર્જન હું અહિંજ કરી નાખું છું- બોલ હવે તારે કંઇ કહેવું છે ?" જ્ઞાનચદ્રે પુછ્યું.

" હા, કહેવામાં એટલુંજ કે.મારા મરણ પછી તું તારા સરદારને કહેજે કેઃ—ત્હેં જે વૃદ્ધ પુરૂષનો વધ કરી તેમના લોહીથી હાથ ખરડયા છે તેથી અને આ આશાભરી કુમારીકાના પ્રાણનાશથી પ્રભુ તારી ઉપર કોપાયમાન થયા છે જ્ઞાનચંદ્ર ! વિશેષમાં જણાવજે કે આખરે તું પણ આશાભર્યોજ મરણને શરણ થઇશ."

" એ તો જાણે સમજ્યો, બોલ બીજું કાંઇ ?"

" બીજું કાંઇ નહિ. જ્ઞાનચંદ્ર ! ચાલ તૈયાર થા અને તારી ચળકતી તલવારથી મારૂં માથું કાપી નાખ, કારણ કે હવે હું મૃત્યુને જલ્દીથી મળવાને માગું છે.'

" શું તું મૃત્યુથી નથીડરતી ? સુંદરબાળા ! શું કરૂં ! મને તારી ઘણી દયા આવે છે પણ સરદારની આજ્ઞા આડે આવે છે. કુમારિકા ! હજી પણ કહું છું કે તું તારી અમૂલ્ય જીંદગી શા માટે કાળના મુખમાં હોમે છે ? વિચાર કર, કૃષ્ણલાલ તને કેટલો ચાહે છે ?'

પેલી તરફ છુપાઇ ઉભેલો કુન્જ તો આ સંવાદ સાંભળી સ્તબ્ધજ બની ગયો, અને અંતે કંઇક વીચાર કરી સત્યવ્રતને કહેવા લાગ્યો ' સત્યવ્રત આ દુષ્ટ કૃષ્ણલાલનો સાગ્રીત હોય એમ જણાય છે અને આ કોઇ નિર્દોષબાળા તેમનો ભોગ થઇ અહિં મરવાને આવી છે. માટે તઇયાર થા. આપણે આજે એક બાળાનું કલ્યાણ કરવાનું છે. પાપી જો કે બળવાન જણાય છે, પણ તેની દરકાર નહિ કરતાં આપણે આપણી ફરજ બજાવવાની છે."

" આજ્ઞા હોય તો હમણાંજ હું તે કર્મચંડાળને ભોંયભેગો કરી નાખું." સત્યવ્રતે કહ્યું.

" ના હજી વાર છે, શું થાય છે એ જોવાનું છે." કહી કુન્જ શાન્ત થઇ જોવા લાગ્યો.

પેલી તરફ જ્ઞાનચંદ્રે કહ્યું પણ તે બાળાએ જ્યારે કંઇજ જવાબ ન આપ્યો ત્યારે પુનઃ જ્ઞાનચંદ્રે પૂછ્યું, શું તારે મરવાનીજ ઇચ્છા છે?

"હા, મરીને પ્રભુના દરબારમાં ફરીયાદ કરવાની ઇચ્છા છે. જ્ઞાનચંદ્ર! મરણનો શોક હું નથી કરતી. જન્મ ધરીને અવશ્ય મરવાનું છેજ.

જે ઉગ્યું તે આથમે, ખીલ્યું તે કરમાય,
એહ નિયમ અવિનાશનો જે જાયું તે જાય
ધ્રુજવતા ધમધમ ધરા પડતા જેના પાય,
એવા નર ઉપડી ગયા, જે જાયું તે જાય,
રાવણ સરખારગડમલ, બળીયા બળીસમ રાય
કાળે કુટયા પલકમાં, જે જાયું તે જાય.

કાવ્ય કૌસ્તભ.

જ્યારે મરવાનું નક્કી છે, મારે શા માટે ડરવું? જ્ઞાનચંદ્ર! જો, જો, આમ ઉંચે જો, કે કુટિલ કૃષ્ણલાલના હાથે મરીને સ્વર્ગ-સદનમાં ગયેલા મારા વ્હાલો પિતા, મને પોકાર કરી રહ્યાં છે. જો, જો, આ અપ્સરાઓ! કુસુમની માળાઓ સાથે વિમાનમાં બેસી મને આવવાની ઇસરતો કરે છે. અરે આમ તો જો! પેલા ભયંકર યમરાજના દૂતો મને આશ્વાસન આપી સમજાવે છે કઃ-કુમારિકા! મરીને સ્વર્ગસદનમાં જા, તને દુઃખ દેનારને અમે સખ્ત શિક્ષા કરવા જઇએ છીએ. ચાલ જ્ઞાનચંદ્ર! હવે વાર કર નહિ." કહી ઉન્મત્ત થયેલી બાળા ગુંટણે પડી. જ્ઞાનચંદ્ર! તૈયાર થયો. કમ્મરે લટકતી તલવાર મ્યાનમાંથી બ્હાર ખેંચી કાઢી અને તેણે પુનઃ એકવાર આસ પાસ જોઇ બૂમ મારી કહ્યું, કુમારિકા?! પણ કોણ બોલે તે બાળા

ખભાડમાં રમણુ કરવા લાગી. તેનો આત્મા પ્રભુના ધ્યાનમાં ધ્યાનસ્થ થઇ ગયો હતો ફરીથી જ્ઞાનચંદ્રે બુમ મારી છતાં તેણે જવાબ આપ્યો નહિ આથી તેણે તરત તલવાર ઉંચી કરી પણ પ્રભુ રાખનાર તેને કોણુ ચાખનાર !

સત્યવતે એકાએક ત્યાં દોડી આવી જ્ઞાનચંદ્રના હાથમાંથી તલવાર પડાવી લીધી. જ્ઞાનચંદ્ર સ્તબ્ધ બન્યો, કે તરત કુન્જે પણ દોડી આવી પાછળથી તેને પકડી લીધો અને વિકટ સ્વરે કહ્યું “ માનવરૂપના પશુ ? શું તુ આ નિર્દોષ કુમારીકાનો ઘાત કરવા અહિં આવ્યો છે પણ એમ સમજજે કે અમે જ્યાં સુધી અહિં છીએ ત્યાં સુધી તું આ બાળાનો એક વાળ પણ વાંકો કરી શકવાને સમર્થ નથી.

“તેમજ સમજી લેજે કે આ બાળાનો નાશ કરતા તુ પોતેજ ક્યાંક કાળનો ગ્રાસ ન થઇ જાય ? , સત્યવતે કહ્યું.

જ્ઞાનચંદ્ર ગભરાઇ ગયો. તેના હાથમાંનું શસ્ત્ર બીજાના હાથમાં ગયેલું જોઇ ગભરાયેલા જ્ઞાનચંદ્રે પૂછ્યું, તમે કોણુ છો.

“ દુષ્ટોના કાળ અને નિર્દોષના રખવાળ.” કુન્જે કહ્યુ

“શું તમારો વિચાર મને મારી નાખવાનો છે!” જ્ઞાનનચંદ્રે પૂછ્યું.

“ ના, અમે એવા ક્રૂર નથી કે અમૂલ્ય માણુસના દેહનો અંત લાવીએ. પણુ જો તુ સામો થઇશ, તો જરૂર મરણુને શરણુ થઇશ. જા, અમે તને જીવતો જવા દઇએ છીએ, અને જતાં જતાં તને જણાવીએ છીએ કે, તારા કૃષ્ણુલાલને કહેજે કે બે મુસાફર તારો ઘાટ ઘડવાની પ્રતિજ્ઞા કરી સમયની રાહ જુવે છે. જા, ચાલ્યો જા, અમે વધારે વાર તારૂં કાળું મુખ જોવાને ઇચ્છતા નથી.” જ્ઞાનચંદ

શાન્ત રહ્યો. જો કે તે બળવાન હતો પણ આ વખતે તે કાંઇ પણ બોલી શકયો નહિ. તે ધીમે પગલે નીચું મ્હોં કરી ત્યાંથી ચાલ્યો ગયો. બાદ કુન્જ અને સત્યવ્રત ધ્યાનસ્થ બાળાના બંધ છોડી નાખી તેને જાગૃત કરવા લાગ્યા.

---

## પ્રકરણ ૩ જું.

---

### "જંગલમાં મંગળ."

---

રાત્રિ કયારની પડી ચૂકી હતી. હિંસક પ્રાણીઓ ભુમાભુમ કરતાં આમથી તેમ દોડાદોડી કરી રહ્યાં હતાં. આકાશ સ્વચ્છ હતું. તારાઓ મોતીની માફક ઝગઝગી રહ્યા હતા.

તે બાળા હજી પાષાણ પ્રતીમા સમાન ધ્યાનસ્થ અવસ્થામાં બેસી રહી હતી. કુન્જ અને સત્યવ્રતે અનેક ઉપાયો કર્યા પણ જાગૃત થઇ નહિ આથી થાકી બન્ને જણા તેનાથી થોડેક દૂર જઇ બેઠા.

ત્યારબાદ લગભગ એક કલાકના સુમારે ધ્યાનસ્થ બાળા જાગૃત થઇ. તેણે આંખ્યો ઉઘાડી આસપાસ જોયું. જ્ઞાનચંદ્ર ત્યાં જણાયો નહિ. તેણે આશ્ચર્ય પામી પોતાના શરીરે સામે જોયું તો શરીર બંધનમુક્ત જણાયું અરે આ શું? કહી તે આશ્ચર્ય પામી ઉભી થઇ ચોતરફનજર ફેરવવા લાગી. પણ તે ભયંકર અંધકાર સિવાય

બીજું કાંઇ જોઇ શકી નહિ. જ્ઞાનચંદ્ર ક્યાંગયો ? શું તેને મારી દયા આવી હશે ? અને તેથી તે મને મારી નાખ્યા વિના ચાલ્યો ગયો હશે ? આમ મનમાં વિચાર કરવા લાગી. ના, ના, જ્ઞાનચંદ્ર મને મારી નાખ્યા વિના જાય નહિ. પાપાત્મા કૃષ્ણલાલના પાપી સરદારના હૃદયમાં કદાપિ દયા ઉત્પન્ન થાયજ નહિ. તે પાપી આટલામાંજ છૂપાઇ રહી મારી દશા જોઇ હસતો હશે. લાવ ત્યારે હવે હું જાતેજ તેને બોલાવી મરણને શરણ થાઉં, આમ વિચારી તેણે ઉન્મત્તની માફક બુમો પાડવા માંડી. જ્ઞાનચંદ્ર ! આવ શા માટે છુપાઈ રહી દુઃખના દુઃખની મશ્કરી કરે છે ? ચાલ હવે હું મરવાને તૈયાર થઇ ગઇ છું. જ્ઞાનચંદ્ર ! કહે હવે મને મારી નાખવાને કેટલીવાર છે ?

તેના અવાજથી દૂર બેઠેલા કુન્જ અને સત્યવ્રત ત્યાં દોડી આવ્યા. ગાઢા અંધકારમાં એક બીજાનાં મુખ પણ બરાબર જોઇ શકાતાં નહોતાં. કુન્જે તેની નજીક આવી કહ્યું:—બાળા ! સ્વસ્થ થાઓ. તમે જેને બુમો મારી બોલાવો છો તે જ્ઞાનચંદ્ર અત્યારે અહિં નથી.

“ હેં ! શું જ્ઞાનચંદ્ર અહિં નથી ? ત્યારે તમે કોણ છો ? હાં સમજી. તમે જ્ઞાનચંદ્રના સેવકો હશો, અને તેની આજ્ઞાનો અમલ કરવાને અહિં આવ્યા હશો ? ” તે રમણીએ ગાંડાની માફક પૂછ્યું.

“ બ્હેન ! શાન્ત થા. અમે જ્ઞાનચંદ્રના સેવકો નથી, અને તેને ઓળખતા પણ નથી. અમે તો તમને તે પાપીના પંજામાંથી બચાવનાર મુસાફરો છીએ. ” સત્યવ્રતે જણાવ્યું.

“ હે ! શું તમે મને બચાવનાર ? ! વાહ પ્રભુ ! તમારો કેટલો ઉપકાર ! ” કહી કિશોરી પ્રભુને પ્રણામ કરી બોલી:—દયાળુ દીલના મુસાફરો ! તમે આ દુઃખી અબળાનો બચાવ કરી મારી ઉપર મહાન

ઉપકાર કર્યો છે. મારી પાસે ઉપકાર માનવા જેટલા શબ્દો પણ નથી કે જેથી હું તમારો ઉપકાર માનું. દુઃખીનું કલ્યાણ કરનારા મુસાફરો ! આ કુમારિકાની આશિષ છે કે સદા સર્વદા તમારો વિજય થાઓ."

તેનો આશીર્વાદ અંગીકાર કરતાં સત્યવ્રતે પુછ્યું:–" બ્હેન ! હવે તમે અમને જણાવશો કે તમારે કયાં જવું છે ? અમે આ માર્ગથી તદ્દન અજાણ્યા છીએ. પરંતુ તમે કહેશો ત્યાં અમે તમને મૂકવા આવીશું તમારૂં સ્થાન અહિંથી ઘણું દૂર નહિ હોય ?"

તેનો પ્રશ્ન સાંભળી તેણે નિ:શ્વાસ નાખી કહ્યું:–" મારૂં નિવાસ સ્થાન નષ્ટ થયું છે. આ સંસારમાં મારૂં કોઇ નથી. હું નિરાધાર છું. માટે હવે તમે જાઓ. મને અહિં રહેવા દઇ મારા ભાવીને તાબે થવા દયો. નાહક હું તમને ખોટી કરૂં છું. જાઓ, પ્રભુ તમારૂં મંગળ કરો."

કુન્જ દયાથી દબાઇ બોલી ઉઠયો:–" બાળા ! આટલું બધું ઓછું મનમાં લાવો નહિ. સુખ દુઃખની ઘટમાળ સર્વને માથે ફર્યા કરે છે. જ્યારે તમારૂં કોઇ નથી, ત્યારે અમે તમને અહિં એકલાં રાખિ કદાપિ જનાર નથી, અમે તમારૂં રક્ષણ કરીશું: અમે જઇશું ત્યાં તમને લઇ જઇશું. બાળા ! અમે દુઃખીઓનાં દુ;ખ દૂર કરવાની દિક્ષા લીધી છે, અને એજ કારણથી આ અઘોર જંગલમાં ભટકીએ છીએ. તમે મનમાં દુ:ખી થશો નહિ."

" અરેરે ! તમે મારા માટે કેટલું બધું કરી રહ્યા છો ? હું આ ઉપકારનો બદલો કયારે વાળી શકીશ." છે બાળાએ કહ્યું.

" ઉપકારની જરૂર નથી. માણસ માત્રની જે ફરજ છે તે અમો બજાવીએ છીએ. એમાં અમે વિશેષ કાંઇકરતા નથી. બ્હેન ! તમારૂં નામ શું છે ?" સત્યવ્રતે પુછયું.

" મારૂં નામ કિશોરી છે." તેણે જવાબ આપ્યો.

તોપનો ગોળો ફાટતાં માણસ જેમ ચમકે તેમ કુન્જ ચમક્યો. આંખ્યોને ખેંચાય એટલી ખેંચી તેને જોવાનો પ્રયત્ન કરવા ાગ્યો: પણ અંધકારમાં તે તેના મુખનું અવલોકન કરી શક્યો નહિ. મન સાથેજ બોલી ઉઠયો:-શું આ બોલનાર બાળા મારી ગુમ ચેલી કિશોરી તો નહિ હોય ? એનો અવાજ મારી કિશોરીના વાજને મળતો આવે છે. હૃદય શાન્ત થા, જે કિશોરી તને રડાવી ાલી ગઇ છે, તે કિશોરી પ્રભુ કૃપાએ મળી આવી હોય એમ જણાય . હમણાં જે હશે તે જણાઈ આવશે. આમ ગડભાંગ કરતો કુન્જ ાંત થઇ પૂછવા લાગ્યો:—" કિશોરી ! તમારૂં નામ સાંભળીને મને મારા પિતા સાથે તમારૂં નિવાસ સ્થાન જાણવાની ઇચ્છા થાય છે. ે કંઇ હરકત ન હોય તો ભેગાભેગું તે પણ જણાવવાની કૃપા કરો ?"

" એમ ન બોલો. તમારી કૃપાને પાત્ર તો હું છું, છતાં એવું હી મને શા માટે શરમાવો છો ? વીરપુરૂષ ! હું સૌરીપુર નામના ગરમાં રહેનાર પંડિત હરીહરરાયની કન્યા છું...હા...પિતા..." હી કિશોરી નીચે બેસી ગઇ.

" બસ આજ મારી પ્રિયતમા ! ' કહી કુન્જ સત્યવ્રતને કહેવા ાગ્યો:-" સત્યવ્રત ! ચકમકથી અગ્નિ પ્રગટ કરી પ્રકાશ કરો. આજે ારી આશાનો ઉદય થયો છે. અંધકારમાં ડુબેલું હૃદય પ્રકાશમાં માવ્યું છે."

સત્યવ્રત વિસ્મિત્ થઇ અગ્નિ પ્રકટ કરવા લાગ્યો. થોડીવારમાંજ ાણે સાથે રાખેલા ચકમકથી એક પોચું લાકડું સળગાવી પ્રકાશ કર્યો.

પ્રકાશમા નીચું નિહાળી અશ્રુ સારતી કિશોરીના મુખનું અવ-

લોકન કરી કુન્જ આનંદના આવેશથી તેની પાસે ધસી જઇ તેનો હાથ પકડી બોલી ઉઠયો:–" મારી કિશોરી ! સાવધ થા અને મારી સામે જોઇ મને ઓળખ કે હું કોણ છું."

કિશોરી બેબાકળી બની તેના સામે જોઇ રહી, અને અંતે તેને ઓળખી તે આનંદની ચીસ પાડી ઉઠી:–" ઓ મારા પ્રભુ ! તમે તો મારા કુન્જવિહારી ! દેવ ! આ ગૂમ થએલી દાસી પુન. આપના શરણમાં આવી છે." કહી કિશોરી કુન્જના ગળે વળગી પડી.

બન્નેના આનંદનો પાર રહ્યો નહિ. સત્યવ્રત પણ જંગલમાં મંગળ થયેલું જોઇ આનંદ પામી બન્નેને આશીર્વાદ આપવા લાગ્યા.

કુન્જ અને કિશોરી ઘણી વાર સૂધી એક બીજાને વળગી રહ્યાં. કિશોરી તેને વળગી હરીહરરાયને સંભારી રડવા લાગી. તેનાં ઉષ્ણ અશ્રુએ કુન્જનું હૃદય પિંગળ્યું. તે તેનાં આંસુ લ્હોતો પૂછવા લાગ્યા, કિશોરી ! તારા રડવાથી હું અનુમાન કરૂં છું કે હરીહરરાયને માથે કંઇક સંકટ આવેલું હોવું જોઇએ."

" પ્રભુ ! સંકટની સીમા નથી. મારા પિતા મને એકલી મુકીને કયારનાએ પરલોક પધારો ગયા છે. કુન્જ ! વ્હાલા કુન્જ ! મારા ગરીબ પિતા ભયંકર રીતે મરણને શરણ થયા છે." કહી કિશોરી બેફાટ રડવા લાગી."

તેને હૃદય સાથે દાબી શાન્તિ આપતો કુન્જબે લ્યો:–"કિશોરી ! મારી મીઠડી ! આમ કલ્પાંત કરવાથી તું હવે કદાપિ પણ હરીહરરાયને જોઇ શકવાની નથી. માટે શાંન્ત થા અને જણાવ કે તેમનું મ્હોત શાથી થયું ? "

" ક્રૂર કૃષ્ણલાલની કુટિલતાથી મારા પિતાનું તેને હાથેજ અકાળે

મરણુ થયું. હા, પિતા...વ્હાલા પિતા...... " કહી કિશોરી નિશ્વાસ નાખવા લાગી.

કુન્જ ચમકી બોલી ઉઠયો:- " શું પાપી કૃષ્ણુલાલે વૃદ્ધ હરીહર-રાયની હત્યા કરી ! ? હર, હર. આ શો ગજબ ! કિશોરી ! તે કાળા કર્મના કરનારનાં કારસ્થાની સર્વ હકીકત મને જણાવ. તે નર પશુ તમને કયાંથી અને કેવી રીતે લઇ જઈ પાપ કર્મ કરવામાં ફાવ્યો હતો ?"

કિશોરી તેની હકીકત જણાવે તે પહેલાં સત્યવ્રત વચમા કહેવા લાગ્યો:- " બેન ! નઇ ભૂખ્યાં હશો માટે પ્રથમ આ મારી પાસે વધેલા ફળનું પ્રાસન્ન કરો અને પછી સ્વસ્થ થઇ તમારી વાત શરૂ કરો. વાતમાં રાત જલદીથી ખુટી જશે " કહી સત્યવ્રતે પાસે રાખેલાં ફળ કિશોરીને આપ્યાં. કિશોની ફળ ખાઇ શાંત થઇ. એ અરસામાં સત્યવ્રતે પડેલાં પાંદડા કચરો વગેરે સાફ કરી જમીન ઉપર વસ્ત્ર પાથરી દીધું.

ત્રણે જણાં પાથરેલા વસ્ત્ર ઉપર બેઠા. ત્યાર પછી કિશોરીએ કુન્જવિહારીના મકાનેથી નીકળી હોડીયામાં બેઠા. પછી બનેલા બનાવની તમામ હકીકત કહી સંભળાવી. વાતને અંતે કૃષ્ણુલાલે જે કટારથી પોતાના પિતાનું, કમકમાટી ઉપજાવે એવી રીતે ખુન કર્યું હતું, તે કટાર સોડીયામાથી બહાર કાઢી કુંજને દેખાડતાં કિશોરી કહેવા લાગી- " જુઓ, આ પાપીની કટાર કે જે કટારે એક વૃધ્ધ બ્રાહ્મણનું લોહી પીધું છે. "

કુંજે કૃષ્ણુલાલની કટાર ઓળખી; તેના જુલ્મની વાત સાંભળી તેનુ મન ઉશ્કેરાઇ ગયું. કાટર કિશોરીને આપતાં તે આવેશયુક્ત

થઇ બોલી ઉઠયો:-

"ધિક્કાર છે પાપી કૃષ્ણુલાલ, કે તારા મિત્રની થનાર પત્ની ઉપર કુદૃષ્ટિ કરતાં પોતેજ કેમ મરી ગયો નહિ? ક્ષત્રિય કુળના અંગારા આખરે બ્રહ્મહત્યા કરતાં પણ ન ડર્યો? પાપના પુતળા હવે તો:-

પાપી પિશાચી કર્મ તારૂં, શ્યામ મુખ જોતું નથી.
ધરા ધ્રુજી જો રહી સમજ જીવવાનું નથી;
ચંદ્ર તારા સુર્યને, વળી દેવ કંપી જો રહયા,
સમજ જે પાપી મન વિષે કે દિન તારાં ખુટીયાં.
આજથી આ કુંજને મિત્ર તારો જાણુ ના,
કિશોરી પર કુદ્રદષ્ટિથી, શતરૂ તારો જાણુ આ;

\+ \+ \+ \+ \+

વ્યાપી જવાળા દેહમાં, સુણી પ્રિયાનું દુ:ખ હા,
સ્હાય કરો વિશ્વંભરા મારૂં શતરૂ ઠાર હા"

આમ બોલતો કુન્જ શૌર્યાવેશથી કંપવા લાગ્યો. તેના હાથ હથીઆર ખોળવાને ઉંચા નીચા થવા લાગ્યા.

સત્યવત તેની સ્થિતિ જાણી તેની પાસે જઇ કહેવા લાગ્યો:- ભાઇ! અત્યારે ક્રોધ કરવો નકામો છે. સમય આવે જોઇ લેવાશે, માટે શાન્ત થાઓ.

"સત્યવ્રત! હું શાન્તજ છું" કહી કુન્જે કિશોરીને કહ્યું:-"કિશોરી ગઇ ગુજરી ભૂલી જા અને થોડા સમયમાં આ તારો કુન્જ કૃષ્ણુ-લાલના શા હાલ કરે છે તે જોજે. બાળા! તારી ઉપર ગુજારેલો

જુલમ સાંભળી હું કંપું છું. વૃદ્ધ હરીહરનું ખૂન જાણે આજેજ નથયું હોય એમ હું જોઉં છું. કિશોરી ! હાલમાં તે પાપીના શું સમાચાર છે?"

" પાપીના સમાચાર પાપમાંજ હોય છે હાલમાં તે નર પિશાચ રતનનગરના પાટવી કુમાર સરોજને પકડી લાવ્યો છે, તેમજ પ્રધાન રાયમલની પવિત્ર પુત્રી સરલાનું હરણ કરી લાવ્યો છે તેમની ઉપર અત્યંત જુલ્મ ગુજારે છે." કિશોરીએ નવીન સમાચાર જણાવ્યા

" હા જુલ્મગારના જુલ્મની હદ આંવી રહી. કિશોરી ! આ સિવાય હવે કાંઇ કહેવાનું બાકી છે ? " કુન્જે પૂછેયું.

" હા, આજથી ચોથા દીવસે તે પાપી રાયમલપ્રધાનને પણ ફસાવી લાવ્યો છે, અને તેને કોટડીમાં પુરી ત્રાસ આપતાં વારંવાર તેની પાસે સરલાની માગણી કરે છે " કિશોરીએ વધારે જણાવ્યું.

' રાયમલના પ્રાણનો નાશ થશે તો પણ તે તેની માગણી કબુલ કરનાર નથી. હું પ્રધાનના હૃદયને સારી રીતે ઓળખું છું.' સત્યવતે વચમાં જણાવ્યું.

" અરેરે ! ત્યારે તો જરૂર તે ભલા પ્રધાનનુ મારા પિતાની માફકજ ખૂન થશે." કિશોરીએ કહ્યું.

'પ્રભુ તેને બચાવશે, વારૂ તે સરોજના વિષે શું ધારે છે ?' કુન્જે પૂછયું.

કિશોરી બોલીઃ—' જો સરલા રાજી ખુશીથી તેની સાથે પરણશે, તો તે પાપી સરોજને છોડી મુકશે. સરલા નહિ માને તો તેનો અને સરોજનો સાથે અંત આવશે.

" હા વિભો ! આ કેવો ભયંકર પ્રસંગ આવી પહોંચ્યો છે અને આ દુષ્ટ કૃષ્ણલાલ પવિત્ર વંશમા આવો ઘોર ઘાતકી પાતકી

કયાંથી ઉત્પન્ન થયો છે?" આમ બોલી કુન્જે દિર્ઘ નિશ્વાસ નાખ્યો
'કુન્જભાઇ હવે શું વિચાર છે !' સત્યવતે પૂછ્યું.
'વિચારમાં હવે એજ કે સવારના પહોરમાંજ આપણે અહિથી નીકળી તે દુષ્ટાત્માની શોધમાં ફરવું. તેનાં છુપા રહેઠાણોનો પત્તો મળતાં આપણે પ્રથમ તો તેના પંજામાં ફસાયેલા નિર્દોષ જનોનો યુકતીથી ઉદ્ધાર કરવો કુન્જે તેનોં વિચાર જણાવ્યો.

' કિશોરી બ્હેન ! હુ ધારુ છું કે તમે તે પાપીના છુપા રહેઠાણોની માહીતી હશે ?' સત્યવતે પૂછ્યું

'હા હું તેનાં તમામ ગુપ્ત સ્થળોથી માહીતગાર છું હું તમને ઘણી ઉપયગી થઇ પડીશ. વ્હાલા કુન્જ ! આ કીશોરી હવે તમારીજ છે. તે તમારી સાથે આવશે અને સમય મળતાં આ તેની કટારથીજ તેનો અંત આણી પિતૃ વૈરની પ્રતિજ્ઞા પૂર્ણ કરશે. " કિશોરીએ આવેશ યુકત થઇ જણાવ્યું.

" મારી કીશોરી ! દુખથી તું હિમતવાન થઇ હોય એમ જણાય છે. પ્રભુ આપણો મદદગાર થશે, અને તેની કૃપાથીજ સર્વ કામ સિદ્ધ થશે. સત્યવ્રતભાઇ ! હવે રાત્રિ કેટલી બાકી હશે ? " કુન્જે પૂછ્યુ.

સત્યવ્રતે આકાશ સામે જોઇ કહ્યું:-" ભાઇ હવે તો મોટું પરોઢ થશે."

"ત્યારે હવે આપણે અહિંથી ચાલીશું ?" કીશોરીએ પુછ્યુ.
"રસ્તાની માહીતી વિના આપણે આગળ કયાં જઇશું ?" કુન્જે પુછ્યું.
'રસ્તાની મને ખબર છે, જુઓ. આ સીધો રસ્તો કૃષ્ણ–

લાલના ખંડેર તરફ જાય છે અને આ બીજો રસ્તો રત્નનગર તરફ જાય છે. ' કિશોરીએ કહ્યું.

" ત્યારે આપણે કૃષ્ણલાલના ખંડેરવાળા રસ્તે ચાલો.' કહી કુન્જ ઉભો થયો.

મોટું પરોઢ થયું હતું. ઝાંખો ઝાંખો પ્રકાશ જગત્ પર પડી રહ્યો હતો આંબાના વૃક્ષ પર કોયલ મધુર સ્વરે ટહુકાર કરી રહી હતી. આવા સુખકારક સમયે દયાળુ દિલનાં ત્રણ જણાં કૃષ્ણલાલના ખંડેરના માર્ગે પ્રયાણ કરવા લાગ્યાં.

## પ્રકરણ ૪ થું.



### " ભીલદેવીનો ઉપદેશ. "

પ્રાતકાળના સમયે નંદનવનના ચોગાનમાં ભીલ મંડળ એકત્ર થયું હતું. સર્વની વચમાં મૃગચર્મના આસન પર ભીલદેવી બિરાજી હતી. તેમની પાસે કૌમુદીની અને બીજી અન્ય ભીલ બાલીકાઓ બેઠેલી હતી. ભીલદેવીના સહવાસથી ભીલમંડળ સુધરી ગયું હતું. તેઓની જંગલી ભાષા પણ શુદ્ધ થઇ ગઇ હતી, અહા સંગતનો કેવો પ્રભાવ ! સર્વત્ર શાન્તિ ફેલાઇ રહી હતી, આખરે ફેલાઇ રહેલી શાન્તિનો ભંગ કરી એક વૃદ્ધ ભીલ ઠાકોરે પુછ્યું:—મહાદેવી આ કેવી જાતનો સમય આવ્યો છે કે તેની કાંઇ પણ ખબર પડતી નથી ? બ્રાહ્મણોએ તેમનાં કર્મો ત્યાગ્યાં છે. ક્ષત્રિયો બળહિન થઇ નમાલા

બની ગયા છે. વૈશ્યો હલકા ધંધા કરી ગુજારો કરવા લાગ્યા છે. નાની ઉમ્મરની કન્યાઓ ગર્ભ ધારણ કરે છે. અરે ! આવો કુડો કાળ ક્યાંથી આવ્યો હશે ? અરેરે ! તે ધર્મહિન્ થયેલાં મનુષ્યોનું શું થશે ?'

ભીલદેવી:-ઠાકોર ! તેમનુ શું થશે તે આપણાથી કેવી રીતે જાણી શકાય ! સમયની બાજી પ્રભુના હાથમાં છે કારણકે ધર્મહીન્ થયેલાં જનોને સુધારનાર પ્રભુ સિવાય અન્ય કોઇ નથી. પ્રભુ સર્વ કાર્ય કરવાને શકિતવાન છે માટે આપણે તેનાજ ગુણ ગાવા જોઇએ નિસ-દિન તેનુંજ ધ્યાન ધરવું જોઇએ. બ્હેન વાસન્તિ! મ્હે તને જે પ્રભુનુ ભજન શીખવાડયું છે તે ગા જોઇએ. "જેવી આજ્ઞા માતાજી." કહી વાસન્તિ નામક ભીલબાળા તેના કોમળ કંઠથી ગાવા લાગી.

પ્રભુ તારી ભક્તિ કઇ રીતે કરીએ,
કે માયા મોહથી સદાય ડરીએ. ... ... ... પ્રભુ,
રામ ન મળતા, દામ ન મળતા, અધવચમાં અમે મરીએ,
પાપ પ્રબંધો, અનેક બાંધીને, ભવસાગર કેમ તરીએ. પ્રભુ.
આ તન મન ધન્ સરવે અરપણ,
સ્મરણ તારૂં સંગરીએ. ... ... ... પ્રભુ.
દુખીની વ્હારે શુરવીર બનીને તારા માફક ખરાએ;
ગાયો ચારે ગોવાળ બન્યા, એવુ હૃદયમાં ધરીએ. પ્રભુ

ગાન પુરૂં કરી ભીલબાળાએ ભીલદેવીને પ્રણામ કર્યા.

તેને માથે હાથ મુકી દેવીએ કહ્યું:-બેટા દિર્ધાયુ થજે, અને તારાં ઉભય કુળને તારજે, અહા ! પ્રભુ ભજનનો મહિમા કેટલો છે !

ખરેખર ! માણુસ ખરા દિલથી જે ધારે છે તે કરવાને સમર્થ છે. હમેશાં સારાં કર્મથી સારાંજ ફળ પ્રાપ્ત થાય છે. પ્રભુ તેના ભક્તને સારાજ પંથે દોરે છે. જુઓ સાંભળો.

પ્રભુના સ્મરણથી દાડો વળશે,
એથી અવિદ્યા નહિ છળશે. ...પ્રભુ.

ટીપું થઇ સાગરને મળશે,
સત્ય બોલે જે પળશે... ...પ્રભુ.

પાપ પુણ્ય ૠતુએ ફળશે,
વાવે તેવુ અનાજ લણશે,
સંગત રંગત ભણશે... ... પ્રભુ.

મારા ભાઇયો સત્ય ધર્મથી વિમુખ થશો નહિ સ્વપ્નમાં પણ પાપ કર્મ કરશો નહી હમેશાં સારા સહવાસથી બુદ્ધિ સુધરે છે, અને દુષ્ટના સહવાસથી પાપની વૃદ્ધિ થાય છે.

ભીલઠાકોર—દેવી ! જ્યાં ત્યાં કળીયુગના પ્રભાવે અધર્મનો ઉદય થઇ ગયો છે. જ્યાં ત્યા અભક્ષાભક્ષ ચાલી રહ્યું છે. વિશુદ્ધ કુળોમાં દારૂ માંશનું જોર વધી ગયું છે, તેમજ દયા, નીતિ. વિવેકનો નાશ થઇ ગયો છે. તેવામા પ્રભુ ભક્તિ કેવી રીતે કરી શકાય.

ભીલદેવ–અનુભવી ઠાકોર ! તમે ઘણોજ સારો પ્રેશ્ન મને પુછયો. જુઓ સાંભળો દુષ્ટ લોકોના અત્યાચારથી તેમને ચમત્કાર દેખાડવા પ્રભુએ દુષ્કાળ ભયંકર રોગ વગેરે ફેલાવી દીધા છે. છતાં જો તેઓ સત્ય ધર્મે નહિ ચાલે તો પ્રભુ આ પૃથ્વી પર અવતાર લઈ દુષ્ટ દંડશે ને તેમનાં ભક્તોને ઉદ્ધારશે.

ભીલદેવી–મહાદેવી ! એ પ્રભુ હવે કયારે અવતાર ધરશે ? જુઓને આ અનાવૃષ્ટીથી તેમજ ભયંકર રોગોથી દુષ્ટોની સાથે ભકતો પણ અત્યંત પિડાય છે.

ભીલદેવી સમય સમયનું કામ કરે જાય છે જે જે થાય છે તે સારૂંજ થાય છે, એમ માની મનમાં શોક કરવો નહિ. જ્યારે અધર્મની અત્યંત વૃદ્ધિ થાય છે, ત્યારે અવશ્ય પરણાત્મા અવતાર ધારણ કરી તેમનો ચમત્કાર દેખાડે છે ઠાકોર ! એ સમય હવે પાસેજ છે માટે પ્રભુનુ ધ્યાન ધરવું એજ શ્રેષ્ટ છે.

ભીલદેવી–માજી ! સંસારનાં કામ કરવાં અને પ્રભુ ભજવા એ બન્ને શી રીતે બની શકે ? પ્રભુ ભજવા બેસીએ છીએ ત્યારે છોકરાં ખાવાનું લાવો, ખાવાનુ લાવો, એમ બોલતાં કનડે છે અને ઘરનાં બૈરાં છેડા વાળી રડે છે. એ બધી ઉપાધીઓમાં પ્રભુને કેવી રીતે ભજવા ?

ભીલદેવી–ઠાકોર ! પ્રભુનો નિયમજ એવા પ્રકારનો છે કે. પાપીને પાપની સજા અવશ્ય થાય છે. જે જનો નીતિ વિરૂદ્ધ વર્તી ન કરવાનાં કાર્યો કરે છે, તેને પ્રભુ ભયંકર રોગ મુકી આ જન્મ-માંજ શિક્ષા કરે છે, દુખ સર્વદા ગયની સ્હાય કરે છે.

ભીલ ઠાકોર–ધન્ય છે. પણ દેવી ! ભકિત કરતાં અને નીતિને પંથે ચાલતાં વિઘ્નો આવી પડે છે તેને માટે શું સમજવું ?

ભીલદેવી–ઠાકોર ! હજી પણ ન સમજ્યા ? નીતિને પંથે જતાં કદાચ વિઘ્ન નડે તો સમજવું કે પ્રભુએ કોઇક ગુપ્ત પાપની આ જન્મમાંજ સજા કરી છે. હમેશાં પ્રભુના એકજ નામમાં વિશ્વાસ

રાખી દરેક માણસે તેને ઓળખવાનો અભ્યાસ કરવો જોઇએ. પ્રથમ મનને વશ કરવું. આપણું મનજ સારાં યા નરસાં કર્મ કરવાને ઉશ્કેરાયા છે. પ્રથમ તો આપણી આંખોને સંભાળવાની જરૂર છે. ખોટી દૃષ્ટિ થતાંજ તેને બંધ કરી દેવી જોઇએ કે કદાપી મોહ ઉત્પન્ન ન થાય ; પ્રભુએ કાન આપ્યા છે તે કોઇની નિંદા અગર ખરાબ વાર્તાઓ શ્રવણ કરવાને નહિં પણ કથા, દુ:ખીની દાદ વગેરે સાંભળવાને આપ્યા છે, પ્રભુ સવના હૃદયમાં નિવાસ કરી રહ્યા છે.

સૌનો સરખો આત્મા, જેમાં વસે કિરતાર,
અભિમાન તોડે સર્વદા, તે મોટો સરદાર.
મહા કાળના એ કાળ છે, દીન બન્ધુ દાતાર,
નારદ સનકાદિક પણ પામે ન જેનો પાર.

ઠાકોર ! જેની પાસે લક્ષ્મિ, પુત્ર સ્ત્રી છે; તેમને સુખી જાણવા એ ભૂલ ભરેલું છે, પણ તે સર્વની સાથે દયા શ્રદ્ધા, ક્ષમા અને સેવાના જેનામાં ગુણ છે, તેનેજ મહા ભાગ્યવાન સમજવા. બેટા કૌમુદિની પેલું ઉપદેશામૃત નામક ભજન સર્વને સંભળાવ જોઇએ. "જેવી આજ્ઞા.' કહી કૌમુદિની કોમળ કંઠથી ગાવા લાગી.

તમારાં દાનનાં બીજો, અનુકૂળ ક્ષેત્રમાં વાવો,
દઇને દાન સુપાત્રે, લીઓ આ જન્મમાં લ્હાવો.... તમારાં
તમારી આંધળી શ્રદ્ધા, અનાચારો વધારે છે,
ખરાં દારિદ્ર કે દુઃખો જરાએ ના ઘટાડે છે.... તમારાં.
તમારાં દાનથી દારૂ, અફીણ ભાંગો ઘુંટાએ છે
અખાડામાં મળી ટોળાં ચરસ ગાંજો ફુંકાએ છે.... તમારાં.

અરે ઓ હિન્દના પુત્રો હવે કાંઇ આંખતો ખોલો,
તમારાં દાનનાં વારિ, કુમાર્ગે ના હવે ઢોળો.... તમારાં.
તમારા દાનથી પાળો, અનાથો ને નિરાધારો
રડે છે ટુકડા માટે, વહે છે આંસુની ધારો.... તમારાં.
રખડતાં ને રઝળતાં જે, તમારા દેશ બન્ધુઓ,
પ્રીતેથી છાતીએ ચાંપી, દુઃખીનાં આંસુડાં લુછો.... તમારાં

દાન દેવુ તે આવીજ રીતે. જયારે આ ઉપદેશ પ્રમાણે સર્વ જનો વર્તશે ત્યારેજ આ દુઃખી દેશનો કંઇક દહાડો વળશે.' ભીલદેવી શાન્ત રહ્યાં. ભીલમંડળ જય જયકારનો ધ્વનિ કર્યો, સૂર્ય ભગવાન સોનેરી કિરણોથી પ્રકાશી રહ્યા હતા. સર્વ મંડળ દેવીના ઉપદેશને મનમાં મનન કરતાં શાન્તિથી બેસી રહ્યું આખરે તે શાન્તિનો ભંગ કરી ભીલદેવીએ પાસે બેઠેલી કૌમુદિનીને કહ્યું:- કૌમુદિની ! આપણો જસરાજ હજી સુધી આવ્યો નથી તેથી શંકા થાય છે કે અવશ્ય રાજા ચંદ્રશેખર વિપત્તિના વાદળથી ઘેરાઇ ગયા હશે.

" મા ! શું રાજા ચંદ્રશેખર હજી રત્નનગર નથી ગયા ?'
એ

" રાજો ચંદ્રશેખર નગરમાં કેટલાએ દિવસથી ગયા છે, પણ મારા સાંભળવા પ્રમાણે કાલે એવી ખબર મળી હતી કે–કૃષ્ણુલાલ તેનાં માણુસો સાથે રત્નનગર જઇ રાજાની પર રાતને સમયે હુમલો કરનાર છે અને તેનો સરદાર જ્ઞાનચંદ્ર આપણુને પકડવા આવનાર છે. ' ભીલદેવીએ જણુાવ્યું.

" શું સરદાર જ્ઞાનચંદ્ર કૌમુદિની આશ્ચર્ય પામી બોલી ઉઠી."

" હા કૌમુદિની ! એજ જ્ઞાનચંદ્ર તારો સ્વામિ છે. તે જ્ઞાનચં

પાપીના સહવાસથી હાલ અજ્ઞાનચંદ્ર થયો છે, માટે તે નીતિને રસ્તે આવે નહિ ત્યાં સુધી તું શાન્ત રહેજે ને હું જે કરું તે જોયા કરજે" "જેવી માતાની આજ્ઞા."

"કૌમુદિની ! જ્યારે તને સઘળી વાતની ખબર પડશે ત્યારે તને સઘળું સત્ય સમજાશે. પણ...જો...જો...સામેથી કોઇ આવતું હોય એમ જણાય છે.

"મારા ધારવા પ્રમાણે તો તે આવનાર જસરાજ હોવો જોઇએ." કૌમુદિનીએ આવનાર તરફ જોઇ કહ્યું.

"નહિ તે જસરાજ નથી. કૌમુદિની સાવચ." આમ કહેતાંજ ભીલદેવી ઉભી થઇ અને પાસે પડેલું ત્રીશુળ હાથમાં લઇ ભીલ મંડળને છૂપાઇ જવાની સંજ્ઞા કરી. જેમ પિશાચો જમીનમાં અદૃશ્ય થઈ જાય તેમ થોડીવારમાંજ ભીલમંડળ નંદનવનની ઝાડીમાં છૂપાઈ ગયું. સામેથી ચાલ્યો આવનાર નિર્ભયતાથી નીચું જોઇ ચાલ્યો આવતો હતો.



## પ્રકરણ ૫ મું.



### "જ્ઞાનચંદ્ર અને ભીલદેવી"

જે સમયે જ્ઞાનચંદ્ર કિશોરીને મૂકી કૃષ્ણલાલ પાસે જવા નીકળ્યો, તે સમયે મધ્યરાત્રિ થઇ હતી. કૃષ્ણલાલ તેના માણસો સાથે રત્નનગર જઇ રાજા ચંદ્રશેખરને ફસાવવાની ગોઠવણ કરતો હતો. એટલામાંજ જ્ઞાનચંદ્ર ત્યાં આવ્યો. તેના સારા ભાગ્યે કૃષ્ણલાલે તેને કિશોરી સંબંધી કંઇ પણ પ્રશ્ન પૂછ્યો નહિ. આથી

મનમાં આનંદ પામી તે ત્યાં બેઠેલા મંડળમાં બેઠો સર્વેએ ઠરાવ કર્યો કે આજથી ત્રીજા દિવસની રાત્રે રત્નનગર જવું, અને યાહોમ કરી રાજાની ઉપર તુટી પડવું, અને તેને મારવો કે જીવતો કેદ પકડી લેવો. આવો ઠરાવ થઇ રહ્યા પછી કૃષ્ણલાલે જ્ઞાનચંદ્રને તે દિવસે આવેલી દેવી વિષે તપાસ કરવાનું સૂચવ્યું. તે કામ કરવાને જ્ઞાનચંદ્ર સવાર થતાં સાથે પાંચ માણસો લઇ નીકળ્યો ને નંદનવનની સમિપમાંજ તેનાં માણસોને છૂપાવી કહ્યું કે—સીટી વાગતાં દોડી આવજો. બાદ વિચારમાં નીચું જોઇ ચાલતો જ્ઞાનચંદ્ર નંદનવનમાં આવી પહોંચ્યો તેને એવી રીતે ચાલી આવતાં જોઇ ભીલદેવી ત્રીશુળ ઉપાડી સન્મુખ દોડી આવી પૂછવા લાગી– " તું કોણ છે ? " તેના પ્રશ્નથી જ્ઞાનચંદ્રે ઉંચું જોયું. તે ભીલદેવીને ઓળખી ગયો અને આણેજ ઠગ્યા છે જાણીને ક્રોધથી બોલી ઉઠયો– " હું કોણ છું તે શું તું નથી જાણતી ? "

ભીલદેવી—ના, હું તને ઓળખતી નથી ?

જ્ઞાનચંદ્ર–દુષ્ટા ! હું તારો કાળ છું.

ભીલદેવી–ઓહ ! શું તું મારો કાળ ? નહિ, નહિ, તું કાળ નથી પણ મનુષ્ય છે. કારણ કે કાળ અહિં આવવાને તેમજ અમારૂં અનિષ્ટ કરવાને શકિતવાન નથી. દુષ્ટ માણસ ! અમને કાળનો પણ ભય નથી. જે સદા સર્વદા સર્વનું કલ્યાણ કરવાને ઇચ્છે છે, તેને કાળથી ભય પામવાનું કંઇ પણ કારણ નથી. પણ જે પાપી છે, જે નિરંતર અધર્મજ કર્યાં કરે છે, જે પારકા ધનની ઇચ્છા રાખે છે, અને નિરંતર જેનાં દુષ્ટજ કામ છે, તેનેજ કાળનો ભય હોય છે, અને તેજ કાળના ગ્રાસ થાય છે. દુષ્ટાત્માઓ કાળના ગુલામ છે ને તેઓ કાળનું

નામ સાંભળતાંજ ભયથી ધ્રુજે છે. જો તું મારો કાળ છે તો જવાબ દે કે તું અહિં કેમ આવ્યો છે ?

જ્ઞાનચંદ્ર–શું તું નથી જાણતી કે જે કાળ છે તે નઃામો આવ તોજ નથી ઠગારી અબળા ! ત્હેં એક ભયંકર ગુન્હો કર્યો છે. ત્હેં દેવી સ્વરૂપથી અમને ગ્યા છે ને દેવીના નામને કલંક લગાડયું છે તેથીજ આ કાળ આજે તારો ગ્રાસ કરવાને અહિં હાજર થયો છે.

ભીલદેવી–વ્યર્થ બકવાથી અહીં તારૂં કંઇ વળનાર નથી જો તારે જીવવાની ઇચ્છા હોય તો હજી કહું છું કે તું અહંથી ચાલ્યો જા. કારણ કે તારાં અપવિત્ર પગલાં આ પવિત્ર ભૂમિને અપવિત્રકરી રહ્યાં છે પાપાત્મા ! જતાં પહેલાં જણાવ કે તારૂં શું નામ છે ?

જ્ઞાનચંદ્ર–અરે મ્હોતને સ્વાધિન થનારી સુંદરી ! સમજ કે કાળ તારી નજીક છે મરતાં પહેલા જાણી લે કે મારૂ નામ જ્ઞાનચંદ્ર છે.

ભીલદેવી–અરે શું તારૂં નામ જ્ઞાનચંદ્ર છે ? અહા ! જ્ઞાનચંદ્ર! અનીતિના પંથે ચઢી તારા નામને શા માટે કલંક લગાડે છે ? જ્યારે જ્ઞાન સર્વ સૃષ્ટિમાં પૂજાય છે ત્યારે આ જ્ઞાનનો નામધારી જ્ઞાનચંદ્ર હલકાં કર્મો કરી, નિર્દોષ જનોનાં રકત રેડી જગતમાં તિરસ્કારને પાત્ર થાય છે હા જે જ્ઞાનથી માણુસો ઇશ્વરને ઓળખી શકે છે, હા જે જ્ઞાનથી મનુંષ્યો અચળ કીર્તી સંપાદન કરે છે હા એજ જ્ઞાનને કાળો ડાઘ લગાડી જ્ઞાનચંદ્રને નામધારી માણુસ એક ખુની ચોર લુટારાનો સરદાર થઇ તેના નામને કલંકીત કરી રહ્યો છે જ્ઞાનચંદ્ર જ્ઞાનચંદ્ર ! હજી સમય છે. જો સમજવું હોય અને તારા નામનુ સાર્થક કરવું હોય તો આજથી પ્રતીજ્ઞા કર કે કદાપી નીચ કર્મો નહિ કરૂં. જ્ઞાન-

ચંદ્ર મારૂં કહેવું માન ને તારા નામનું કલ્યાણ કર. પ્રભુ તારી પર પ્રસન્ન થશે, અને જતે દિવસે તારાં યશોગાન ગવાશે.

જ્ઞાનચંદ્ર–બસ બહુ થયું, હું તારો ઉપદેશ સાંભળવા નથી આવ્યો. હું જે કરૂં છું તે સદા સર્વદા કરવાનોજ છું. મારા કામમાં કેવો મઝા રહેલી છે તે તું શું જાણે ! વનમાં વસતી ડાકણ ! આજ હું તને બરાબર ઓળખી ગયો છું. આજે હું તને જીવતી જવા દેનાર નથી. તું અમારા માર્ગમાં નડતો એક કંટક છે. તે કંટકને હું ભાગી નાખી અમારા લોકોને નિર્ભય કરીશ.

જ્ઞાનચંદ્રનાં વાક્યોથી ભીલદેવી કંપી ઉઠી તેનું મુખ લાલચોળ બની ગયું. બદન શૌર્યાવેષથી ધ્રુજવા લાગ્યું. હોઠ કંપવા લાગ્યા. હાથમાંનું ત્રીશુળ ઉંચું નીચું થવા લાગ્યું. અંદર ધુંધવાતો ક્રોધબ્હાર નીકળ્યો. ભીલદેવીએ ભયંકર ગર્જના કરી કહ્યુઃ–કર્મચંડાળ ! થા હવે તૈયાર, આજ હું તને યમસદનમાં રવાના કરનાર છું. કહેતી ભીલદેવી જ્ઞાનચંદ્રની તરફ ધસી.

જ્ઞાનચંદ્રે પણ તલવાર ઉંચી કરી એક સંજ્ઞાદર્શક સીટી વગાડી તુર્તજ પાંચ શાસ્ત્રધારીઓ કે જેનેજ્ઞાનચંદ્ર અગાઉથી છુપાવી રાખ્યા હતા તે ત્યાં દોડી આવ્યા અને તેઓ ભીલદેવી તથા કૌમુદિનીને ઘેરી જ્ઞાનચંદ્રની આજ્ઞા સાંભળવાને ઉભા રહ્યા.

દુષ્ટોની વચમાં ઉભેલી ભીલદેવી ભવાની સમાન જણાવા લાગી છેવટે જ્ઞાનચંદ્રે દેવીનું માથુ કાપવાને તલવાર ઉંચી કરી કે ભીલદેવીએ સંજ્ઞા સૂચક ભયાનક શબ્દ કર્યો શબ્દની સાથેજ સણસણાટ કરતું એક તીર આવ્યું ને જ્ઞાનચંદ્રના ઉંચા થયેલા હાથમાં વાગ્યું તેની તલવાર નીચે તુટી પડી જોતજોતામાં બીજુ આવ્યું અને તે તીર પાપીના હૃદ-

યમાં ભોંકાયું. "હા, પ્રાણ જાય છે." કહી જ્ઞાનચંદ્ર જખમી થઇ જમીનપર ટુટી પડયો.

પોતાના સરદારને નીચે પડેલો જોતાંજ તેના માણસો ઉશ્કેરાયા ને કારમી કીકીયારી કરી ભીલદેવી તરફ ધસ્યા. તેમને ત્રીશુળથી અટકાવી ભીલદેવી બોલી–ખબરદાર ! જો એક પણ પગલું આગળ ભરશો તો સમજજો કે આ તમારા સરદારની માફક તમે દરેક જણ અહિં પડશો. ભીલદેવીનું વાકય પૂરૂં થયું નથી એટલામાં તો છૂપાઇ રહેલા ભીલ લોકો હર, હર, મહાદેવની ગર્જના કરતાં ત્યાં દોડી આવ્યા. તેઓને જોતાંજ જ્ઞાનચંદ્રના માણસો ભયભીત થઈ નાશી છુટયા; ફકત એકલો જ્ઞાનચંદ્રજ જખમી થઇ ભીલદેવીના ચરણ આગળ રહ્યો. દેવીએ આવનાર ભીલલોકોમાંથી દશ જણાને ત્યાં રાખી બાકીનાને વિદાય કરી દીધા. તેઓના ગયા પછી ભીલદેવી જ્ઞાનચંદ્રની નજીક જઇ કહેવા લાગી–જ્ઞાનચંદ્ર! કેમ છે? જોયું? તારા અભિમાનનું કેવું ફળ મળ્યું? જ્ઞાનચંદ્ર! તારા માણસો તને આવી દુખદાયક દશામાં તજી નાશી ગયા છે તેથી હવે તને તારા વફાદાર માણસોની ખાત્રી થઇ હશે? જ્ઞાનચંદ્ર! બોલ હવે જવાબ દે કે તારો શું વિચાર છે? સત્ય ધર્મે પ્રયાણ કરવું છે કે મરીને યમપુરીમા જવું છે?

જ્ઞાનચંદ્ર:–ક્ષમા મહાદેવી ક્ષમા. હું ભૂલ્યો. હું તમારો પ્રતાપ ન જાણી શકયો. આહ! મને ઘણુંજ દર્દ થાય છે, મારા પ્રાણ જાય છે. દેવી ક્ષમા કરો.

ભીલદેવી:–જ્ઞાનચંદ્ર! તને જે દર્દ થાય છે, તે તારા કર્મનું પ્રાયશ્ચિત છે. શું ખબર કે હજી તારા કર્મમાં કેવીએ વેદનાઓ ભોગ-

વવાની લખી હશે આમ કહી ભીલદેવીએ તેના હૃદયમાં વાગેલું તીર ખેંચી કાઢયું. લોહીની ધારા વહેવા લાગી. જ્ઞાનચંદ્ર બેશુદ્ધ બની ગયો. તરત એક ભીલ જંગલમાં દોડયો ને થોડીજવારમાંજ કંઇક વનસ્પતિ લઇ આવ્યો તેને વાટી ભીલદેવીએ જ્ઞાનચંદ્રના ઘા પર બાંધી. ઘામાંથી વહેતું લોહી બંધ થઇ ગયું, દર્દ ઓછું થયું ને તેથી બેશુદ્ધ બનેલું શરીર હાલવા લાગ્યું. બાદ જ્યારે જ્ઞાનચંદ્ર પૂર્ણ શુદ્ધિમાં આવ્યો ત્યારે પુન. ભીલદેવીએ પૂછ્યું:-જ્ઞાનચંદ્ર ! હવે મને જણાવ કે આજે અહિં આવવામાં તારી શું મતલબ સમાયેલી હતી ? યાદ રાખજે કે જુઠું બોલ્યો તો મુઓજ સમજજે. કારણ કે હવે તારૂં જીવન અને મરણ મારા હાથમાં છે.

જ્ઞાનચંદ્ર:-ક્ષમા મહાદેવી ! ક્ષમા. આ નિષ્ઠુર પાપાત્માને ક્ષમા આપો. માતા ! આજે હું તમારી શોધમાં નીકળ્યો હતો, તમને પકડવા યા મારવાનોજ નિશ્ચય કર્યો હતો કારણ તમે દેવી સ્વરૂપે આવી અમને ઠગી ગયાં હતાં. મારા સરદારની પણ તમને પકડવાની યા મારવાની સખ્ત આજ્ઞા થઇ હતી. દેવી ! હું આપને ન ઓળખી શકયો તેને માટે પસ્તાઉં છું દુ:ખથી રીબાઉ છું આહ ! મને અપાર વેદના થાય છે દર્દથી જીવ ગભરાય છે; મને બચાવો.

ભીલદેવી-જ્ઞાનચંદ્ર! તારા અપરાધની ક્ષમા મળવી મુશ્કેલ છે. તારા જેવા કર્મચંડાળોનુ આ જગતમાં કંઇ પણ કામ નથી. તમે જેટલો સમય આ પૃથવી પર હયાતી ભોગવશે એટલો સમય પૃથ્વીના ભાર રૂપ છો જ્ઞાનચંદ્ર હું જાઉં છું ને પ્રભુ તને તારા અપરાધની શિક્ષા કરે એમ યાચું છું.

જ્ઞાનચંદ્ર-માતા, દુષ્ટ ઉદ્ધરક દેવી ! ઉભાં રહો દાસની પર

દયા કરો; મારી ઉપર વૃથા ક્રોધ ન કરો. હું હવે પૂર્ણ પસ્તાઉં છું. માતા ! દયાળુ માતા ! ઉર્મા રહો હું હવે કોઇ વખતે પણ દુષ્ટ કામ નહિ કરૂં માતા ! દયા કરી મને આ ભયંકર પીડાથી બચાવો, હું જન્મભર આપનો ઋણી રહીશ.

બીલદેવી—જ્ઞાનચંદ્ર ? તારા કલ્પાંતથી કોણ જાણે કે અત્યારે મને તારી ઉપર દયા ઉત્પન્ન થાય છે. આજથી તું પ્રતિજ્ઞા લઇને કહે કે હવે કદાપી પણ પાપકર્મ નહિં કરૂં. જો એવી પ્રતિજ્ઞા કરીશ તોજ તું બચીશ બોલ, જલ્દી જવાબ દે કે તારો શું વિચાર છે ? કારણુ કે હું હવે અહિં વધારે વાર રોકાવા નથી ઇચ્છતી.

જ્ઞાનચંદ્ર—માતા ! કૃપાળુ માતા ! હું અત્યારથીજ ઇશ્વરના સોગન ખાઇને કહું છું કે હવે કદાપિ ભુલેચુકે પણ પાપકર્મમાં પ્રવર્ત નહિ થાઉં અને જીંદગીભર તમારી આજ્ઞા પાળવાને બંધાઉં છું.

બીલદેવી—તું દુષ્ટ છે, દુષ્ટને પ્રતીજ્ઞા તોડતાં વાર લાગતી નથી. જ્ઞાનચંદ્ર હું તારી પ્રતીજ્ઞામાં વિશ્વાસ મૂકતાં શંકાશીલ થાઉં છું ?

જ્ઞાનચંદ્ર—માતા! આ સૂર્ય પવન પૃથવી સર્વ મારાં સાક્ષિ છે. જ્ઞાનચંદ્ર હું તારી પ્રતિજ્ઞામાં વિશ્વાસ મુકતાં શંકાશીલ થાઉં છું? માતા હજી સૂધી હું કોઇ દિવસ નકામું વચન બોલ્યોજ નથી દેવી ! હવે મારી પરમકૃપા કરો ને આ ભયંકર દર્દની વેદનાથી મુકત કરો.

"પ્રભુ તારી વેદનાને શાન્ત કરો." કહી બીલદેવીએ કંઇક પદાર્થ કાઢી જ્ઞાનચંદ્રના ઘાને લગાવ્યો તરત તેના ઘામાં થતી વેદના શાન્ત થઇ જો કે જ્ઞાનચંદ્રથી ઉઠી શકાયું નહિ છતાં તેણે નીચે પડે પડે બે હાથ જોડી બીલદેવીને પ્રણામ કર્યા અને તેની સાથેજ તેની આંખે અંધારા આવ્યાં જ્ઞાનચંદ્ર બેશુદ્ધ થઇ ગયો એટલામાં બીલદેવી પ્રથમજ જેની રાહ જોતી હતી તે જસરાજ ત્યાં આવ્યો ને

કહેવા લાગ્યો:-મા ! આજે કૃષ્ણુલાલ તેના સરદારો સાથે રત્નનગર ગયો છે, અને તે રાજા ચંદ્રશેખરનો પ્રાણ લેવા ધારે છે.આટલું કહી તેણે નીચે પડેલા જ્ઞાનચંદ્ર તરફ દૃષ્ટિ કરી. જ્ઞાનચંદ્રને જોતાંજ જસરાજ બે ડગલ, ચમકીને બોલી ઉઠયો:-દેવી ! આ પાપી અ હં કયાંથી? મા ! હુ ધારૂં છુ કે તમે હજી આનાથી અજાણ્યા છો માતા ! આનો વધ કરો, આને વધારે વાર જીવતો ન રાખો કારણ કે હાથમાં આવેલા મહાપાપી પલાયન કરી જશે ને પુન: આપણુને સંકટમાં સપડાવશે. આટલું કહી પુન: જસરાજે કહ્યું, ભગવતી ! મને આજ્ઞા આપો કે જેથી હું આ પાપીનું માથું તેના ધડથી જુદું કરી નાખું." કહી જસરાજે તલવાર ઉંચી કરી દેવીના સામે જોયું, તેના હૃદયનો ભાવ સમજી ભીલદેવીએ કહ્યું:- જસરાજ ! શાન્ત થા. તેને શા માટે આપણે મારી નાખવો જોઇએ ?

"મા ! તમે આને ઓળખો છો ? આનો પેલા કરિપણ કામના કરનાર કૃષ્ણુલાલનો મોટો સરદાર છે: આનું નામ જ્ઞાનચંદ્ર છે. મહાદેવી ! આ પિશાચ તુલ્ય પાપી ઘણોજ ભયંકર છે, અને તેથી તેનો નાશજ કરવો ઉચીત છે." જસરાજે કહ્યું.

"જસરાજ ! આપણે કેમ વર્તવું તે હું સારી રીતે સમજું છું. હું દુષ્મન પર દયા કરવાને ઇચ્છું છું. પ્રભુ તેને સદ્દબુદ્ધિ આપો અને તેનું અજ્ઞાનને દુર કરો. જસરાજ ! જે જ્ઞાનચંદ્રને તું દુષ્ટ માને છે, તે પ્રભુ કૃપાથી હવે બુદ્ધિવાન થયો છે, અને તેણે કૃષ્ણુલાલનો ત્યાગ કર્યો છે. આ જ્ઞાનચંદ્ર ઘવાયેલો છે તેથી તું તેને આપણા કુન્જવનમાં લઇ જા, ને તેના ઘા પર દવા લગાવ, હું કાલે ત્યાં આવીશ.

"જેવી આજ્ઞા" કહી જસરાજ બેશુદ્ધ જ્ઞાનચંદ્રને ખભા ઉપર

ઉપાડી ચાલતો થયો તેના ગયાં પછી ભીલદેવીએ અત્યાર સુધી શાન્ત ઉભી રહેલી કૌમુદિની ને કહ્યુ–બેટા ! જોયો પ્રભુનો ચમત્કાર ! અને તેના પ્રતાપથી તારા સ્વામીમાં કેટલો થયો ફેરફાર ! ”

“ માતા ! આ બાળકની પર આનો મહાન ઉપકાર થયો, અને આજથીજ મારો જન્મ સફળ થયો. મા ! હવે શુ વિચાર છે ? ’ કૌમુદિનીએ પૂછ્યું.

કૌમુદિની ! મારો વિચાર રત્નનગર જવાનો છે અને ત્યાં જઇ રાજા-ચંદ્રશેખરને બચાવવાનો પ્રયત્ન કરવાનો છે’ આમ કહી ભીલ દેવીએ પાસે રાખેલો શંખ વગાડયો શંખનાદથી બીજા દશેક ભીલ ત્યાં દોડી આવ્યા તેમને કંઇક ખાનગી સૂચના આપી ભીલદેવી કૌમુદીના સાથે તેઓને લઇ એજ સમયે રત્નનગરના રસ્તે પ્રયાણ કરવા લાગી. મજબુત બાંધાના ને ભયંકર ચ્હેરાના ભીલલોકોની વચમાં ભવાની સમાન ભાસતી દેવી અને કૌમુદિની જોતજોતાંમાં ગાઢી ઝાડીમાં અદ્રશ્ય થઇ ગયાં.



## પ્રકરણ ૬ ઠું.



### “ કૃષ્ણલાલનું કાવત્રું ”



રત્નનગર તરફ જવા નીકળેલી ભીલદેવી સમીસાંજ થતાં નગરમાં આવી પહોંચી. સર્વ મંડળને લઇ તે ઠેઠ રાજમહેલ આગળ આવી. કૌમુદિની અને ભીલ લોકોને બહાર ઉભા રાખી પોતે રાજમહેલમા તપાસ કરવા ગઇ અંદર તપાસ કરતાં માલમ પડયું કે રાજા ત્યાં નથી પણ

કેટલાક દિવસથી નગર બહાર પાંચ માઇલ પર આવેલો એક એકાન્ત વાસના મહેલમાં રહેવા ગયા છે. સરોજના ગુમ થવાથી રાજાનું મન શાન્ત નહોતું. તેમાં વળી જંગલમાં કરૂણાશંકરના કપટનું કારસ્થાન નિહાળી રાજા દિગમુઢ જેવો બની ગયો હતો; અને ત્યારબાદ ડેરાતંબુ ઉઠાવી નગરમાં આવ્યો હતો. નગરમાં આવી સરોજની શોધમાં ઘણા માણસો રવાને કર્યા હતાં, પણ ઘણા દિવસ થયા સમાચાર મળ્યા નહિ. એવામાં પાપીયોના પ્રપંચથી રાયમલ પ્રધાનનું હરણ થયું. પ્રધાનના સમાચારથી રાજાને અત્યંત દુઃખ ઉત્પન્ન થયું. હમેશાં મહારાજાનું મન વ્યાકુળ રહેવા લાગ્યું. દુષ્મનોને પકડવા અત્યંત પ્રયત્નો ક્યાં, પણ સઘળું વ્યર્થ ગયું. દિન પર દિન નવી વિપત્તિયો આવતી હોય એમ જણાવા લાગ્યું. આથી કંટાળી મહારાજો નગરમાં નહિ રહેતાં એકાન્ત વાસના મહેલમાં ફક્ત આઠ સેવકો સાથે રહેવા લાગ્યા. મહારાજા જે સ્થળે રહેતા હતા, તે મહેલ નિર્જન સ્થાનમાં આવેલો હતો. આસપાસ ગાઢી ઝાડીની ઘનઘોર ઘટાઓ આવેલી હતી. ખરા ઉન્હાળાની સખ્ત ગરમીમા ત્યાં ઠંડી પવનની લ્હેરો આવતી હતી.

બીલદેવી મહારાજાની ખબર મળતાં તરત બહાર આવી, અને પોતાના મંડળ સાથે મહારાજાના મહેલ તરફ જવા લાગી. એવી રીતે ચાલતી બીલદેવી રાત્રિના દશેક વાગ્યાના સુમારે મહારાજાના મહેલ સમિપ આવી પહોંચી. પુનઃ તે પ્રથમની માફક પોતાના માણસોને બહાર રાખી અંદર તપાસ કરવા ગઇ. મહેલની આસપાસ કોટ બાંધેલો હતો, ને તેને એકજ દરવાજો હતો. રાત્રિના સમયે દરવાજો બંધ કરવામાં આવ્યો હતો, પણ આજે પહેરગીરની ગલફતથી દરવાજાની નાની બારી ઉગાડી રહી ગઇ હતી. બીલદેવીએ બારીવાટે

અંદર દાખલ થઇ જોયું તો કોઇ જાગતું જણાયું નહિ. પહેરેગીર સિપાહીયો પણ નિદ્રાને ખોળે પડેલી હતા. મહેલના સઘળાંદ્વાર બંધ હતાં. સઘળે ઘોર અંધકાર વ્યાપેલો હતો ભીલદેવીએ ઉંચે જોયું તો મહેલની છેક ઉંચેની બારીમાં ઝાંખો પ્રકાશ જણાયો. સઘળે શાન્ત હતી. ભીલદેવીએ ચારે તરફ ફરી જોયું પણ દુષ્મનો આવ્યાનું એકે ચિહ્ન જણાયું નહિ. શત્રુઓ આવ્યા નથી, આજે નકામી મહેનત પડી એમ મનમાં ગણગણી દેવી બહાર નીકળી. બાદ દરવાજાની નજીકમાં આવેલા એક વિશાળ પત્થરના ચોતરાવાળા ઘુમ્મટમાં સર્વ જણાં રાત ગાળવાના ઇરાદે અંદર જઇ સુતાં. વીસ બાવીસ માઇ-લની મુસાફરીથી ભીલલોકો અને કૌમુદિની થોડોવારમાં નિદ્રાવશ થઈ ગયા, પણ ભીલદેવીની પર નિદ્રાદેવીએ કૃપા કરી નહિ તેને ઉંઘ કેમ આવે? કારણ કે દેવી સર્વના કલ્યાણના પ્રયત્નોમાં છે. દુષ્ટોના મૂળને શી રીતે ઉખેડી નાખવું એવી ચિંતા ભીલદેવીના મનમાં થયા કરતી હતી. જેને ચિન્તા નથી જેને માથે શત્રુ નથી; તે નિરાંતે ઉંઘી શકે છે. પણ જેને માથે શત્રુઓ છે જે દેવાથી ઘેરાયેલો છે, અને અનેક જાતની ઉપાધીયો જેને વળગી રહેલી છે તેને ઉંઘ કેવી રીતે આવે? તે પ્રમાણે ભીલદેવી આમથી તેમ પાસાં ઘસે છે, પણ ઉંઘ આવતી નથી.

રાત્રિ સમસમાકાર કરતી ચાલી જતી હતી. મધ્ય નિશા થઇ હતી. શાન્તિનું સામ્રાજ્ય સઘળે વ્યાપ્ત થયું હતું. ક્વચિત ક્વચિત શ્વાનના રૂદન ધ્વનિ શાન્તિનો ભંગ કરતા હતા :આ સમયે રાજા ચંદ્રશેખરના મહેલની પછી તે એક અજબ પ્રકારની લીલાથઇ રહી હતી. પંદરેક શસ્ત્રધારી પુરૂષો ત્યાં ઉભા રહી કોઈના આવવાની

આતુરતાથી રાહ જોઇ રહ્યા હતા. સઘળાએ કાળાં વસ્ત્રથી તેમનાં શરીર છુપાવ્યાં હતાં. થોડીવારમાં ત્યાં એક કદાવર માણસ ચાલી આવ્યો, તેણે ત્યાં આવી એક ઝીણી સીસોટી વગાડી. તરત પાસેની ઝાડીમાંથી બીજા પાંચ કદાવર માણસો ત્યાં નીકળી આવ્યા બાદ તે પુરૂષ ધીમેથી બોલ્યો:–બસ હવે જલ્દી કરો, આપણુને વખત નથી.

" જેવો હુકમ. ' કહી સઘળા માણસો મહેલની છેક ઉંચે આવેલી એક ઉઘાડી બારીની સાંમે આવેલા એક ઉંચા ઝાડ પર વારા ફરતી ચઢવા લાગ્યા. થોડીવારમાં તો તે સઘળા માણસો ઝાડ પર ચઢી બારીમાં કુદી પડયા જે ઝાડ ઉપર થઇને તેઓ અંદર જવામાં ફતેહ પામ્યા હતા તે ઉંચુ ઝાડ મહેલની છેક દિવાલની નજીકમાંજ આવેલું હતું તેથી તે લોકો થોડી મહેનતે અંદર જવામાં ફતેહમંદ થયા.

પેલી તરફ જાગૃત અવસ્થામાં પડી રહેલી ભીલદેવીને કાને સીસોટીનો અવાજ સંભળાયો. આટલી રાતે આ અવાજ કયાંથી ! એમ મનમાં બોલી તે બેઠી થઇ, અને પાસે સુતેલા સઘળા ભીલ લોકોને જાગૃત કર્યા, બાદ કૌમુદિનીને જગાડી ભીલદેવી સર્વને લઇ દરવાજાની બારીમાં થઇ અંદર આવી અંદરની જમીન તેને ભારે લાગવા માંડી મહેલની અંદરના ભાગમાં ધીમાં પગલાં સભળાવા લાગ્યાં. નક્કી શત્રુઓ અંદર દાખલ થયાં છે ધારીને–દેવીએ ચોર ચોર એમ મોટેથી બુમો મારવા માંડી નિદ્રાવશ થયેલા પહેરદારો ચમકીને જાગી ઉઠયા. એને મહેલની આગળ માણસો જોઇ આશ્ચર્ય પામ્યા તરત ભીલદેવીએ તેમની પાસે જઇ સર્વ વાતથી જાણીતા કરી દીધા સિપાહીઓ સાવધ થઇ ગયાને મહેલના બારણા ઉઘાડી નાખી અંદર દોડી ગયા. બહારના શોરબકોરથી રાજા ચંદ્રશેખર

ણુ ઝબકીને જાગી ઉઠયો, અને એકદમ પાસે પડેલી તલવારને ખુલ્લી કરી બહાર નીકળ્યો એવામાંજ અંદર દાખલ થયેલા શત્રુઓ તેની સન્મુખ આવીને ઉભા રહ્યા. સઘળાના હાથમાં ખુલ્લી તલવારો હતી. તેઓ રાજાની આસપાસ ફરી વળ્યા.

વાંચકો ! આ માણુસો બીજા કોઇ નહી, પણ કૃષ્ણુલાલના માણુસો હતા. કૃષ્ણલાલ તેના માણુસો સાથે રાજાને પકડવા આવ્યો હતો.

રાજા ચંદ્રશેખર પોતાની આસપાસ ફરી વળેલા માણુસોને ઉંચેથી કહેવા લાગ્યોઃ—હરામખોરો ! આજે તમારૂં આવી બન્યું છે, તમારો કાળ હવે નજીકમાંજ છે. કહી રાજાએ તલવાર ઉંચી કરી કે તરતજ પાછળથી કૃષ્ણુલાલે રાજાનો તલવારવાળો હાથ પકડી કહ્યું—રાજા ! તારો પ્રયત્ન નકામો છે માટે જો જીવવું હોય તો તલવાર સોંપી સ્વાધિન થા.

" ક્ષત્રિય પુત્રની તલવાર લેવાની ઇચ્છા રાખનાર મૂર્ખ ! મને સ્વાધિન કરતાં તું કયાંક યમરાજને સ્વાધિન ન થઇ જાય ? ચાલ જવાબ દે કે આવું નિશાચરનું કામ કરનાર તું કોણુ છે ? ' રાજાએ પૂછયું.

" રાજા ચંદ્રશેખર ! હું કોણુ છું તે હાલ તું જાણી શકીશ નહિ. જયારે તું મારા સ્થાનમાં કેદ થઇને પૂરાઇશ ત્યારેજ તું મને ઓળખીશ ચાલ હવે તૈયાર થા. ખુશીથી સ્વાધિન થવું ન હોય તો આ બળવાનના બળની પરિક્ષા કરી બંધીવાન થા. ' કહી કૃષ્ણુલાલ રાજાને પકડવા ધસ્યો પણુ એટલામાંજ એક નિશાનબાજ ભીલનું તીર આવ્યું ને તે કૃષ્ણુલાલના કાંડાંમાં આબાદ વાગ્યું. અરે ! આ વળી શુ ? એમ બોલતાંજ હાથમાંની તલવાર નીચે નાખી દઇ કૃષ્ણુ-

ઢ આસપાસ જોવા લાગ્યો. જોતજોતાતાં તો તીરનો વર્ષાદ વરસવા લાગ્યો. આટલાં બધાં તીર ફેંકનાર કોણ હશે! એમ મનમાં બડબડતા શત્રુઓ ચાર તરફ જોવા લાગ્યા. ભીલ લોકો એવી જગાએ ઉભા રહ્યા હતા કે તેઓ શત્રુઓને જોઇ શકે, પણ શત્રુઓ તેઓને જોઇ શકે નહિ. શત્રુઓ ઘણા ગુસ્સે થઇ ગયા. કૃષ્ણલાલ તો રાજાનું ખુન કરવાને કમ્મરેથી કટાર ખેંચી દોડયો. હજી તો તે રાજાની પાસે જઇ પહોંચ્યો નથી એટલામાં તો એક મજબુત ભીલે ત્યાં ધસી આવી તેને ઉપાડી ત્યાંથી દુર ફેંકી દીધો.

ભીલની સાથે દેવી અને કૌમુદિની પણ ત્યાં આવી ઉભાં રહ્યાં. આ સાથે રાજાના પહેરાવાળાઓ પણ ત્યાં આવી હાજર થઇ ગયા. શું જોઇ રહ્યા છો મારા વીરાઓ ! કહી ભીલદેવીએ બુમ મારી. સઘળા આવેશથી શત્રુઓ ઉપર ટૂટી પડયા. ભીલદેવીની આજ્ઞાથી ભીલલોકો કોઇના પ્રાણ લીધા સિવાય સખ્ત માર મારવા લાગ્યા. શત્રુઓની તલવારો તેમના હાથમાંજ રહી પહેરાવાળાઓની લાકડી-યોથી ભીલ લોકો શત્રુઓને ખુબ માર મારવા લાગ્યા. મરી ગયારે બાપ. કહી જેને જેમ ફાવ્યું એમ નાસવા લગ્યા. કૃષ્ણલાલ તો કયારનોએ નાશી ગયો હતો. રાજા અવાચક બની એક ચિત્ત આ વિલક્ષણ પ્રકાર જોઇ રહ્યો હતો. હવે એક પણ શત્રુ રહયો નથી ધારીને દેવીએ સઘળાના શાન્ત રહેવાની સુચના કરી. પહેરેગીરો દીવા સળ-ગાવી લાવ્યા. દીવાના પ્રકાશમાં કાળા ભુત જેવા માણસોની વચમાં બે સ્વરૂપવાન સુંદરીઓને જોઇ રાજા ચંદ્રશેખરના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે નમ્રતાથી પુછ્યું:—હું ધારૂં છું કે તમે આ સમયે મારૂં રક્ષણ કરવાના વિચારથી અહીં આવેલા છો તમે આજે મારો

પ્રાણુ બચાવ્યો, માણુસથી ન થાય એવું કામ તમે આજે કયુ છે.
તમે દેવી સ્વરૂપ હો તો મારા પ્રણામ છે, અને મનુષ્ય હો તો તમારો પરિચય આપવા કૃપા કરો? આટલું બોલી રાજા શાન્ત રહ્યો.

તેનું કહેવું સાંભળી ભીમદેવીએ કહ્યું:–રાજા! અમે દેવ નથી, પણ માણુસોજ છીએ. અમારો પરિચય હાલ આપી શકવાને અમે લાચાર છીએ. આજે તમારા મૃત્યુનું કાવત્રું રચાયું હતું, અને તેની અમને અગાઉથી ખબર પડેલી હોવાથી અહિં આવી પ્રભુકૃપાએ તમારૂં રક્ષણુ કર્યું છે. રાજા! હવે વધારે વાર અમે અહિં રહેવાને ખુશી નથી, માટે જતાં પહેલાં જણાવું છું કે, આ પળથીજ તમારે ખુબ સાવધ રહેવાની જરૂર છે.

"આપની સૂચનાનો હું સ્વિકાર કરૂં છું, અને જણાવવા કૃપા કરો તો આ દુષ્ટ કર્મ કરનાર કોણુ હતા એ જાણુવાને ઇચ્છું છું?" રાજાએ પૂછ્યું.

"કૃષ્ણુલાલ." ટુંકો ઉત્તર આપી ભીમદેવીએ તેના મંડળને ચાલવાની ઇસારત કરી. રાજા કંઇ પૂછે તે પહેલાં દેવી તો તેના માણુસો સાથે બહાર નીકળી અરણ્ય તરફ ચાલી ગઇ.

તેના ગયા પછી રાજા ચંદ્રશેખર મનમાં અનેક પ્રકારના વિચારો કરતો શયનભુવનમાં ગયો. રાજાને આખી રાત ઉંઘ આવી નહિ. આજે આ શું બન્યું? શું થઇ ગયું! આવનાર એ બાળાઓ કોણુ! કૃષ્ણુલાલનું કેવું પ્રાબલ્ય! વગેરે વિચારો રાજા કરવા લાગ્યો. અંતે પ્રાતઃકાળ થયો. રાજા નિત્યાકર્મથી પરવારી રત્નનગરના મહેલ તરફ જવા ઉપડી ગયો.

---

# પ્રકરણ ૭ મું.

"કરૂણાશંકરના વિચાર."

કૃષ્ણુલાલના ખંડેર તરફ જવા નીકળેલી ત્રિપુટી સાંજના સમયે ખંડેર સમિપે આવી પહોંચી. ખંડેર નજરે પડતાં કિશોરી એ કહ્યું;–કુન્જવિહારી ! આ સામે જણાય છે એજ પાપીનું નિવાસસ્થાન. આપણે હવે આગળ વધવું સલામતી ભરેલું નથી. કારણ કે અત્યારે કૃષ્ણુલાલ તેના મંડળની સાથે ત્યાં ફરતો હશે.

"હા કિશોરી બ્હેનની સૂચના વ્યાજબી છે. આપણે અત્યારે અહિંજ રોકાવું સારૂં છે. આપણે આપણું કામ ધીરજથી ને પૂર્ણ નિપુણતાથી કરવાનું છે." સત્યવ્રતે કિશોરીની વાતને ટેકો આપ્યો.

"ત્યારે ચાલો આપણે અહિંથી આ સામે જણાતા વૃક્ષ નીચે જઇ એક ઝુંપડી બાંધીયે. આપણને હવે તેજ જગા અનુકૂળ આવશે. કારણ કે આ સામે જણાતા વૃક્ષનો ભાગ ખંડેરની બીજી બાજુએ છે, તેથી જો આપણે ત્યાં રહીશું તો કોઇના જોવામાં આવીશું નહિ." કુન્જે જણાવ્યું; બાદ ત્રણે જણાં વૃક્ષ સમિપ આવ્યાં. સત્યવ્રતે ચક-મકના પત્થરથી દેવતા સળગાવી પ્રકાશ કર્યો. કિશોરીએ વૃક્ષ નીચેની જમીન સાફ કરી નાખી, એટલીવારમા કુન્જ આડો અવળો ફરી આવી લાકડાના મોટા કટકા વિણી લાવ્યો. મધ્યરાત્રિ થતાં પહેલાં તો બન્ને જણાએ પાંદડાં વગેરે ઢાંકી એક કામ ચલાઉ ઝુંપડી તૈયાર

કરી દીધી. ઝુંપડીના આગળ સત્યવ્રતે એક મોટું લાકડું સળગાવી દીધું. કામ પૂરૂં કરી ત્રણે જણાં અગાઉથી સાથે વિણી લીધેલાં ફળ ખાવા બેઠાં. ફળ ખાઇ સત્યવ્રત ઉભો થયો ને પાસે વહેતા ઝરામાંથી સાથે રાખેલા પાત્રમાં પાણી ભરી લાવ્યો. કુન્જ અને કિશોરી જળ-પાન કરી સ્વસ્થ થઇ વાર્તાવિનોદ કરતાં બની ગયેલી વાતો કરવા લાગ્યાં. વાતોમાંને વાતોમાં કુન્જ ઝોકાં ખાવા લાગ્યો. તેને ઝોકાં ખાતો જોઇ કિશોરીએ કહ્યું:–કુન્જવિહારી ! નિદ્રા આવતી હોય તો મારા ખોળામાં માથું મૂકી આરામ લ્યો. ”

તેનું કહેવું સાંભળી કુન્જ સાવધ થઇ બોલ્યો:–“ કિશોરી ! આ કુન્જ ધર્મને સારી રીતે જાણે છે. કુમારીકાના શરીરના સ્પર્શથીજ મહા પાપ લાગે છે. હું નીચેજ સૂઇ જાઉં છું. ” કહી કુન્જ જમીન પર સુવા જાય છે કે કિશોરીએ અટકાવી કહ્યું:–કુન્જવિહારી ! મારી પ્રાર્થના સ્વીકારો ને આ ખોળામાં આરામ લ્યો. શું તમે મને ચ્હાતા નથી ? ”

“ કિશોરી ! આમ શું બોલે છે ? આ હૃદય તને અત્યંત પ્રેમથી ચાહે છે. ”

કિશોરી–જ્યારે મને ચાહો છો ત્યારે મારૂં કહેવું કેમ માનતા નથી ?

કુન્જઃ–હજી તમે કુમારિકા છો તેથી !

કિશોરી–ત્યારે તમે પહેલાં કયમ કહ્યું હતું કે તને મ્હેં સ્વીકારી છે ?

કુન્જ–સ્વીકારનો અર્થ તું કેવો ધારે છે ?

કિશોરી—હૃદયની ઐક્યતા, મનનું મળી જવું, દૈવી પ્રેમનું બન્નેના મનમાં ઉત્પન્ન થવું. કુન્જવિહારી! તમને હું સર્વસ્વ અર્પણ કરી ચૂકી છું. તમે મારા દેવ છો. આ હૃદયના જીવન છો. બોલો! વ્હાલા કહો! કે હવે તું મારીજ છે." કહી કિશોરી કુન્જના ચરણમાં પડી.

તેને સ્વહસ્તે ઉઠાડતાં કુન્જે કહ્યું:—કિશોરી! આમ શું કરે છે? તું હજી કુમારિકા છે તેથીજ હું આવું કહું છું. જો તારા મનમાં એમ થતું હોય તે હું તને નથી ચ્હાતો તો હું આજ પળે પ્રભુને હાજર ગણીને કહું છું કે, તું હવે મારી છે. આ કુન્જની ગૃહલક્ષ્મિ તુંજ છે,

"વ્હાલા! ત્યારે હવે આ ખોળામાં માથું મૂકી વિરામ લ્યો." કિશોરીએ કહ્યું.

"આ તારી કેવી હઠ! વિદ્વાનોએ કહ્યું છે કે સ્ત્રી હઠ અજબ હોય છે, એ હવે સત્ય થાય છે. લે, હવે તને શાન્તિ થઇ?" કહી કુન્જ કિશોરીના ખોળામાં માથું મૂકી સૂઇ ગયો. કિશોરી તેનો કોમળ કર તેના માથા પર ફેરવવા લાગી. આ બન્નેની વાતો દરમ્યાન સત્યવ્રત ત્યાંથી દૂર ફરતો હતો, એવામાં તેને કાને ઝાડીમાંથી કોઇના આવવાનો ખડખડાટ સંભળાયો. સત્યવ્રતે આંખ્યો ખેંચી જોયું તો તેણે એક માણસને ત્યાં આવતો જોયો. આટલી રાતે આ કોણ આવતો હશે? એમ મનમાં બોલી સત્યવ્રત શાન્તિથી ઉભો રહી તેને જોવા લાગ્યો. આવનાર માણસ આડું અવળું જોયા સિવાય ચાલ્યો આવતો હતો; એવી રીતે ચાલી આવતો માણસ સત્યવ્રતની પાસે થઇને થોડેક દૂર આગળ જઇ એક ટેકરા આગળ નીચે બેસી બોલ્યો:—

હાશ, આજે ઘણા દિવસે અહિં આવવાનો વખત મળ્યો. હવે જો તે મૂકેલું એમનું એમ હોય, તો શાન્તિ વળે. કહી તે માણુસે ગજવામાંથી દિવાસળીની પેટી કાઢી પાસે રાખેલી મીણુબત્તી સળગાવી. મીણુબત્તીને નીચે ગોઠવી તે માણુસ ઉભો થયો અને ત્યાં પડેલો એક મોટો પત્થર આઘો ખસેડી કમ્મરે રાખેલો છરો કાઢી માટી ખોદવા લાગ્યો.

સત્યવ્રત આશ્ચર્ય પામ્યો ને કુન્જની પાસે દોડી આવી તેને જગાડી કહેવા લાગ્યો'—ભાઇ! ઉઠો, જાગૃત થાઓ, કંઇક ચમત્કાર દેખાડું.

"શાનો ચમત્કાર?" કહી કુન્જ આળસ મરડી બેઠો થયો. સત્યવ્રત દૂર બેઠેલા માણુસ તરફ આંગળી બતાવી કહેવા લાગ્યો:— ભાઇ! પેલા પ્રકાશમાં કોઇક માણુસ બેઠો છે અને તે અત્યારે ત્યાં બેઠો બેઠો ખાડો ખોદે છે.

"ચાલો ત્યારે આપણે જોઇએ કે તે શું કરે છે." આમ બોલી કુન્જ ઉભો થયો. ત્રણે જણાં તેનાથી સ્હેજ દૂર એક ઝાડને ઓથે ઉભાં રહી જોવા લાગ્યાં, કિશોરી તેને ધારી ધારીને જોવા લાગી, અને અંતે તેણે તેને ઓળખી કુન્જના કાનમાં કહ્યુ:—હું આ માણુસને ઓળખું છું!

"હં! શું તું તેને ઓળખે છે?"

"હા."

"તે કોણુ છે?"

"કરૂણાશંકર."

"શું પેલો મિથ્યાભિમાની લોભીઓ કરૂણાસંકર ભટ્ટાચાર્ય કે ?" સત્યવ્રતે પૂછ્યું.

"હા, હવે શાન્તિથી જોયા કરો કે તે શું કરે છે." કહી કુન્જ તેની તરફ જોઇ રહ્યો.

છરાવતી જમીન ખોદતા કરૂણાશંકરે થોડીવારમાં ત્યાં આગળ એક હાથ ઉંડો ખાડો ખોદી નાખ્યો. પછી તે પોચી થયેલી જમીનમાંથી માટી બહાર કાઢી કમ્મરપુર જેટલો ખાડો કરી નાખ્યો; અને તેમાંથી એક તાંબાનો નાનો ઘડો બહાર ખેંચી કાઢયો. ઘડાને જોતાંજ તેને અપાર આનંદ થયો. આ ઘડામાં તેણે સોનામ્હોરો ભરેલી હતી.

કરૂણાશંકર મહાન્ લોભી હતે પૈસા પ્રાપ્ત કરવાને તે ન કરવાનાં કર્મો કરતો. ગરીબોને રડાવી, કોઇને ધાપ મારી તેમજ કૃષ્ણલાલને સમજાવી ફોસલાવી તેણે અત્યાર સુધીમાં પાંચસો સોનામ્હોરો એકઠી કરી હતી. દસ સોનામ્હોરો એકઠી થતાં તે અહીં આવી દાટી જતો, અને દર ત્રીજા દિવસે આવી તપાસી જતો. શરીર પર ગમે તેટલું દુઃખ પડે પણ મેળવેલા પૈસામાંથી એક પણ પૈ નહિ વાપરવાનો તેનો દઢ નિશ્ચય હતો. એવો કૃપણ કરૂણાશંકર ઘડામાંથી મ્હોરો કાઢી ગણવા લાગ્યો. ગણતાં ગણતાં તેના મ્હોં ઉપર આનંદની ઉર્મિયો આવી જતી હતી. નિયમ મુજબ મ્હોરોને ગણી તેમાં દશ બીજી ઉમેરી ઘડામાં નાખી કરૂણાશંકરે ઘડાને પાછો તે ખાડામાં મૂકી દીધો. ઘડાને ખાડામાં બરાબર ગોઠવી ઉપર માટી નાખી, તેને પગથી દબાવી જમીન સરખી કરી દૂર ખસેડેલા પત્થરને ખાડા ઉપર પ્રથમની માફક

ગોઠવી દીધો. કામથી પરવારી કરૂણાશંકર આસપાસ જોઇ આત્મગત્ બોલ્યો;—મારી બેટી ! આ રાત કેવી અંધારી ઘોર છે. આવી રીતે કોઇ પણ બહાર નીકળે નહિ, જ્યારે સો જણાં ઉંઘે ત્યારે આ કરૂણાશંકર જાગે. પૈસાવાળાને બીક કોની ? પૈસાનો તો પ્રતાપજ ઓર છે. પૈસાવાળા મર્દ અને તેના વિનાના પત્થર હવે તો કૃષ્ણલાલ કંઇ કરે ને બીજી પાંચસો મ્હોરો મળે, તો હું એક હજાર સોના મ્હોરોનો માલીક બની જાઉં ! બસ પછી કૃષ્ણલાલને છેલ્લી સલામ કરી કોઇ નગરમાં જવું ને કોઇ બ્રાહ્મણકન્યા મળે તો તેને પરણવું. બ્રાહ્મણ-કન્યા ન મળે તો કોઇ વિધવાને પણ પરણી ઘર માંડવું," પાસે પૈસા છે પછી શું હરકત છે? શું મારે કોઇની પરવાહ છે? આમ તરંગો કરતો કરૂણાશંકરણ ખડખડાટ હસવા લાગ્યો. તેનું બોલવું સાંભળી છૂપાઈ ઉભેલા કુન્જને રહેજ હસવું આવ્યું. તે મન સાથે બોલ્યો:—અહા, આ કૃપણ કરૂણાશંકર અત્યારે કેવો હવાઇ વિમાનમાં ચઢયો છે? તેને ખબર નથી કે લક્ષ્મી ચંચળ છે, તેને જતાં વાર લાગતી નથી ખરેખર ! લક્ષ્મી લલચાવનારી છે. લક્ષ્મીવાન માણસો ગરીબોને હલકા ગણે છે. દ્રવ્યના પરિબળે ન કરવાનાં કૃત્યો કરે છે, તેથી આખરે લક્ષ્મી તેમનાં દુષ્ટ કર્મોથી ચાલી જાય છે. હા, પછી તે દ્રવ્ય-હીન્ થયેલા પસ્તાય છે. તેમ આ કરૂણાશંકર અત્યારે ખીલ્યો છે, પણ તે મૂર્ખને ખબર નથી કે લક્ષ્મી કોઇની થઇ નથી અને થવાની પણ નથી. તેમાં તેણે તો તદ્દન હરામનુંજ ધન મેળવેલું છે, એટલે એ હરામનું ધન તેની પાસે વધારે વાર રહેવાનું નથી. આમ મનમાં ગણગણતો કુન્જ શાન્ત થયો. પેલી તરફ કરૂણાશંકર પણ હવે ત્યાંથી જવાને તૈયાર થયો; જતાં પહેલાં વળી તેણે ખાડાને તપાસ્યો અને

આસપાસ જોવા લાગ્યો. કરૂણાશંકરની દૃષ્ટિ એકાએક કુન્જની ઝુંપડી આગળ સળગતાં લાકડાંના પ્રકાશ તરફ ગઇ. તે ચમકયો ને મનમાં બોલી ઉઠયો:-અરે આ પણે તાપણું શાનું દેખાતું હશે? શું કોઇ સાહેબજાદા (ચોર) તો નહિ બેઠા હોય? લાવ તપાસ કરૂં, ને જો મારા ધાર્યા મુજબ નીકળે તો વાતોમાં ગુલતાન કરી પૂછી લઉં કે તેઓ કયારના અહિં બેઠા છે, કારણ કે રખેને તેમણે મને ખાડો ખોદતાં જોયો હોય? આમ વિચારી કરૂણાશંકર ઝુંપડીની તરફ જવા લાગ્યો. તેને એ તર જતો જોઇ કુન્જ પણ કિશોરી અને સત્યવ્રત સાથે કરૂણાશંકરની અગાઉ ઝુંપડી આગળ આવી બેઠો કરૂણાશંકર તેને ઓળખે નહિ, તેથી કુન્જે કિશોરીને ઝુપડીમાં જવાનું કહી, તેણે અને સત્યવ્રતે અગાઉથી સાથે રાખેલા કાળા કામળાથી શરીરને ઢાંકી દીધું. કિશોરી ઝુંપડીમાં ચાલી ગઇ. થોડીવારમાં કરૂણાશંકર ત્યાં આવ્યો, અને બેઠેલા બન્ને જણાને ટીકી ટીકીને જોઇ બોલ્યો:-તમે કોણ છો? અને આ કાળી ભાગીરાતે બેઠા બેઠા કોનું સત્યાનાશ કાઢવાનો વિચાર કરો છો!

"અમે ગમે તે છીએ પણ તું કોણ છે એતો જણાવ?" સત્યવ્રને પૂછયું.

"હું કરૂણાશંકર ભટ્ટાચાર્ય. બહાદુર સરદાર કૃષ્ણલાલને જમણો હાથ. કેમ હવે તો ઓળખ્યોને? ચાલો હવે તમે તમારો ખુલાસો કરો?"

કુન્જ:—અમે પરદેશી ફકીરો છીએ; ફરતા ફરતા અહિં આવી ચઢયા છીએ અને કાલ સવારમાં અહિંથી જવાના છીએ.

કરૂણાઃ—એમ! વારૂં અહિંયા કયારનો મુકામ થયો છે?

કુન્જ—સમી સાંજનો.

કરૂણા ત્યારે હું અહિં થોડીવાર ઉપર આવ્યો હતો ત્યારે તમે ક્યાં ગયા હતા ?

સત્ય—વગડામાં ફળ લેવાવા,

" હાશ, હવે મને શાન્તિ વળી. રાંડનાઓની જાણમાં નથી આવ્યું તે ઠીક થઇ ગયું જો જાણમાં આવ્યું હોત તો મારા બેટાઓ લઇ ગયા વિના ના રહેત આમ મનમાં ગણગણીને બોલ્યો:—ગાંજો બાંજો રાખો છો કે ?

કુંજ—ગાંજો અમે હમણાજ પીધો છે, હવે તો અમારી પાસે નથી.

સત્યવત—ભાઇ મને પણ બીજી વાર દમ લગાવવાની મરજી છે, પણ થઇ રહ્યો છે તેથી લાચાર છું. પાસે ગામ નથી કે લઇ આવું,

કરૂણા—અરે આ રહ્યો મારી પાસે હું પણ દમ લગાઉં છું, લ્યો બનાવો કહી કરૂણાશંકરે સત્યવ્રતના હાથમાં પડીકી મુકી.

સત્યવતે ગાંજો બનાવી કરૂણાશંકરના હાથમાં આપ્યો ભટ્ટાચાર્યજીએ ગજવામાંથી ચલમ કાઢી ગાંજો ગોઠવ્યો ચલમ પર દેવતા મુકી કરૂણાશંકર દમ પર દમ લગાવવા મંડયો. સત્યવતે તેને દેખાડવા નામનીજ ફુંક મારી. બાદ કુન્જને આપતાં તેણે હમણાજ પીધો છે. તેથી નહિ પીઉં કહી નાં પાડી જોતજોતામાં ભડકા ઉપર ભડકા કરી કરૂણાશંકરે ચલમમાંના ગાંજાને સાફ કરી નાંખ્યો ગાંજામાં ગુલતાન થયેલો કરૂણાશંકર ધીમે ધીમે ખીલવા લાગ્યો અને અગમ નીગમનાં ગપ્પા ઠોકવા મંડયો તેને વાતના રસ પર ચઢવો દઇ કુન્જે ચાલાકીથી તેને સરોજ, સરલા, રાયમલ વગેરેની બાતમી પુછી ગાંજામાં

ગુલતાન બનેલા કરૂણાશંકરે સઘળી સત્ય વાર્તા જણાવી તેમને ક્યાં રાખ્યા છે, ને હવે શું કરનાર છે વગેરે કૃષ્ણલાલની બીજી ગુપ્ત વાતો પણ તેણે જણાવી દીધી. બાદ ઘણો સમય થતાં હવે કંઇ જાણવાનું બાકી નથી ધારી કુબ્જે તેને સમજાવી વિદાય કરી દીધો. તેના ગયા પછી કિશોરી બ્હાર નીકળી તેની મૂર્ખાઈ પર હસવા લાગી તેને ગયે કલાકેક વિત્યા બાદ કુબ્જ ઉભો થયો ને સત્યવ્રતને કહેવા લાગ્યોઃ- સત્યવ્રત ! ચાલો તે લોભીયાનું ધન આપણે કાઢી લાવીએ, કારણ કે હરામનું હરામેજ જવુ જોઇએ. આપણે તેનું ધન ગરીબોમાં વ્હેંચી દઇશું. "જેવી મરજી." કહી સત્યવ્રત ઉભો થયો, અને કુબ્જને સાંજ બેસાડી કરૂણાશંકરના ખાડા તરફ ગયો. પુનઃ તેણે ખાડો ખોદી ઘડો કાઢી મ્હોરો કાઢી લીધી અને ખાલી ઘડામાં ઠીકરાં ભરી પુનઃ અંદર ગોઠવ્યો. તે પછી સત્યવ્રતે ગજવામાંથી એક નાનો કાગળનો કટકો કાઢી પત્થર પર ગોઠવી આંગળીમાંથી સ્હેજ લોહી કાઢી એક સળી વતી લખ્યું કેઃ-**લોભી લોભ નહિ જો કરે, તો ધુતારા ભૂખે મરે.** એટલું લખી કાગળને ઘડામાં મૂકી ખાડા પર માટી નાંખી દીધી. ખાડો પૂરી બરાબર પત્થર ગોઠવી સત્યવ્રત કુબ્જની પાસે આવ્યો. બાદ મ્હોરો રૂમાલથી બાંધી કુબ્જ જમીન પર આડો થયો. કિશોરી પણ રાત્રિ જવાથી નિદ્રાવશ થઇ ગઇ. સત્યવ્રત જાગતો બેસી રહી બન્નેનું રક્ષણ કરવા લાગ્યો.



# પ્રકરણ ૮ મું.



"રાયમલનો શોક અને પાપીનો કોપ."



રાયમલને કેદ થએ ઘણા દિવસ થઇ ગયા હતા. કૃષ્ણલાલની કુટીલતાથી દુ:ખી થતો પ્રધાન વ્યાકુળ બની દિવસો ગુજારતો હતો. તેનું શરીર સૂકાઇ ગયું હતું. મુખનું તેજ ઉડી ગયું હતું. તે નિર્દોષ સરલાના મુખ સામે જોઇ વારંવાર અશ્રુપાત કરતો હતો.

આજે મધ્યાહ્નકાળ થયો હતો, રાયમલ તેની કોટડીની અંદર ગમગીન ચ્હેરે બેઠો હતો, તેના ખોળામાં માથું મુકી સરલા સૂતેલી હતી. આ સમયે નિદ્રામાં હતી. રાયમલ એક ચિત્તે તેના મુખ સામે જોઇ ઉંડા નિઃશ્વાસ મુકતો હતો. તે હૃદયને શાન્ત રાખવા ઘણો યત્ન કરવા લાગ્યો, પણ હૃદય શાન્ત થયું નહિ. આખરે મનનો ઉભરો સમાવી નહિ શકવાથી તે બોલી ઉઠયોઃ—ઓ પ્રભુ ! અમારી આ શી દશા ! દયાળુ ! જો તમને મારી દયા ન આવતી હોય તો આ ગરીબડી બાળાના સામે જુઓ, અને તેની પર દયા કરો. આ મારી કોમળ બાળા પાપીના ત્રાસથી અત્યંત પીડાય છે. તેણે તમારો કંઇ પણ અપરાધ કર્યો નથી, છતાં તેને શા માટે દુ:ખના દાવાનળમાં સળગાવો છો ! સરલા ! વ્હાલી સરલા ! આ તારો હતભાગ્ય પિતા તારૂં રક્ષણ નથી કરી શકતો. હા, હું શું કરૂં ? કહી રાયમલ

નિઃશ્વાસ નાખવા લાગ્યો. તેની આંખ્યોમાંથી આંસુ વહેવા લાગ્યાં, નિદ્રાવશ સરલાના મુખ પર ગરમ આંસુનાં બીંદુ પડયાં. સરલા જાગી ઉઠી, અને પિતાના સામે જોઇ બોલી:—બાપુ ! આ શું કરો છો ? શા માટે શોક કરી આત્માને રીબાવો છો ? પિતા, વ્હાલા પિતા ! શાન્ત થાઓ. આવી રીતે શોક કરવાથી આપણું દુઃખ દૂર થનાર નથી. કર્મે લખેલું ભોગવ્યા સિવાય છૂટકો નથી. તેનાં વચન સાંભળી આંખ્યો લ્હોતો રાયમલ બોલ્યોઃ—બાપુ, બેટા, હું શું કરૂં ? કયાં જાઉં ? દિકરા ! મને કંઇ સમજ પડતી નથી. હા, સરલા ! હવે શું થશે ?

સરલા—પ્રભુએ ધાર્યું હશે તે થશે. બાપુ ! મારી એક વાત કબુલ કરશો.

રાયમલ:—પુત્રી ! પિતાનો ધર્મ છે કે તેના સંતાનોનું રક્ષણ કરવું. હું તારૂં રક્ષણ કરવાને બદલે તને દુઃખી કરવા આ સંસારમાં આવ્યો છું. સરલા ! કહે તારી શી ઇચ્છા છે ?

સરલાઃ—મને કૃષ્ણલાલની સાથે પરણાવી તમે દુઃખ મૂક્ત થાઓ. કારણ કે કૃષ્ણલાલ મને પરણવા ચાહે છે અને તેથીજ તમે માનો નહિ ત્યાં સુધી તે દુઃખ દેવાને ઇચ્છે છે,

રાયમલઃ—ઓ વિભુ ! હું આ શું સાંભળું છું ? સરલા ! આજે તું મને આવાં વચનો કેમ સંભળાવે છે ? સરલા ! હું તારો પિતા છું. મારી પુત્રીના કલ્યાણમા હું સુખી છું. દુષ્ટ કૃષ્ણલાલની સાથે તને પરણાવી હું સુખ ભોગવવા નથી ઇચ્છિતો. ગાય જેવી દિકરીને કસાઇને સોંપવા નથી ચ્હાતો.

સરલા—પિતા ! મારૂં કહેવું માનો. મારૂં ગમે એ થાય તેની ચિન્તા ન કરો.

રાયમલઃ–મારી પુત્રીની ચિંતા હું ન કરૂં તો કોણ કરે ! સરલા ! તું તો આ રંકનું રત્ન છે. હું પ્રાણાંતે પણ તે પાપીની સાથે તને પરણાવનાર નથી.

સરલાઃ–જો એમ નહિ કરો તો હવે મરણ સિવાય આપણો બીજો રસ્તો નથી.

રાયમલઃ–હું મરવાને તૈયાર છું.

સરલાઃ–પછી આ તમારી સરલાનું શું થશે ?

રાયમલઃ–મારી સરલાનું ઇશ્વર કલ્યાણ કરશે. હવે હું તને ઇશ્વરને સોંપું છું. પ્રભો ! નિર્દોષ બાળાની રક્ષા કરજો. અરેરે ! હું તારો પિતા થઇ તને સુખી કરી શકયો નથી. હા, મારૂં મન મુંઝાય છે. શું કરૂં ! હું બંધને બંધાયો છું, શોકના તાપથી બળેલો છું. આમ બોલતો રાયમલ ઉભો થઇ ધીમે પગલે આમ તેમ ફરવા લાગ્યો. સરલા પિતાની સ્થિતિ જોઇ આંખોમાંથી આંસુ વરસાવવા લાગી. તેમનાથી દૂર એક પહેરેગીર સિપાહી આમ તેમ આંટા મારતો હતો એવામાં તે દૂર પહેરો ભરતો સિપાહી કંઇક યાદ આવતાં ગાવા લાગ્યો.

ગઝલ.

ગુજારે જે શિરે ત્હારે, જગતનો નાથ તે સ્હેજે,  
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ, અતી પ્યારૂં ગણી લેજે;  
દુનિયાંની જુઠી વાણી, વિષે જો દુઃખ વાસે છે,  
જરાએ અંતરે આનંદ, ના ઓછો થવા દેજે.

પહેરેગીર સિપાહી ગાનની કડીઓને ઉલટાવી ઉલટાવી ગાવા

લાગ્યો. રાયમલ અને સરલા શાન્ત થઇ સાંભળવા લાગ્યાં. ગાનનો ભાવાર્થ સમજી રાયમલ મન સાથે બોલ્યો.

"ખરેખર! આ ગાનનો ઉપદેશ મારા માટેજ છે. આ ગાન જાણે મારા બળતા હૃદયને શાન્ત કરવાને આ સિપાહી ન ગાતો હોય એમ મને સમજાય છે." પુનઃ પહેરેગીરે આગળ ચલાવ્યું.

"જગત્‌ના કાચના યંત્રે, ખરી વસ્તુ નહિ ભાસે,
ન સારા કે નઠારાની, જરાએ સંગતે રહે છે;
રહે જે શાન્તિ સંતોષે, સદાએ નિર્મળે ચિત્તે,
દિલે જે દુઃખ કે આનંદ, કોઇને નહિ કહેજે."

"નાહ કહું, હૃદયનું દુઃખ હવે કોઇને પણ નહિ કહું, પ્રભુએ ધાર્યું હશે તે થશે. મરણ પણ થવાનું હશે તો થશે." આટલું વચમાં બોલી પુનઃ રાયમલ સાંભળવા લાગ્યો.

"અરે પ્રારબ્ધ તો ઘેલું, રહે તે દૂર માગે તો,
ન માગે દોડતું આવે, ન વિશ્વાસે કદી રહેજે;
રહી નિર્મોહી શાંતિથી, રહે એ સુખ મોટું છે,
જગત્ બાજીગરીના તું, બધા છલ બલ જવા દેજે."

સાહિત્યરત્ન.

સિપાહી શાન્ત થઇ પહેરો ભરવા લાગ્યો, રાયમલ ગાનની અસરથી ધૈર્યવાન બની બોલી ઉઠયો:–બસ હવે થવાનું હોય તે થાઓ. આ રાયમલ અનહદ સંકટો સહન કરવાને તૈયાર છે. કૃષ્ણુલાલ! હું તારી માગણી કબુલ કરનાર નથી, તું ચાહે એટલું મને દુઃખ દે, અને ચાહે તો આ પ્રાણ લે, પણ આ રાયમલ હવે તેના નિશ્ચયથી

કદી ડગનાર નથી તે નથીજ. સરલા ! બેટા આમ આવ, અને હું કહું તે સાંભળ. કહી તેણે સરલાને પાસે ખેંચી કહ્યું:—બેટા! તું વીર પુત્રી છે. ક્ષત્રિય બાળાઓ કદાપિ દુઃખથી ડરતી નથી. એ પ્રમાણે તું દુઃખથી ડરીશ નહિ, હમણાં પાપી આવશે અને આપણો વિચાર પૂછશે. હું આજે તેને સ્પષ્ટ જણાવી દેનાર છું. પછી ભલે તે ચાહે તે કરે. સરલા! કદાપિ મારૂં મૃત્યુ થાય તો તું ડરીશ નહિ; અને દુઃખથી ગભરાઇ પાપીને શરણુ થઇશ નહિ. સરલા ! વધારે કહી શકતો નથી, તું મારી ગુણવાન પુત્રી છે. છતાં એક વિખત પિતાની ફરજ સમજીને કહું છું કે:-વિપતિનું વાદળ ટૂટી પડે, અને તારી ઉપર ઘાતકીપણું ગુજરે, તો પણ આપણો ધર્મ યાદ કરી ભ્રષ્ટ થઇશ નહિ. ધર્મભ્રષ્ટ થવાનો સમય આવે તો સુખેથી શ્વાસ રૂંધી તારા પ્રાણુને ત્યાગજે, કહી રાયમલ શાન્ત રહ્યો. પિતાના ઉપદેશને મનમાં સમજી સરલા તેની કોટે વળગી કહેવા લાગી:-પિતા ! તમારા મૃત્યુ પછી આ સરલા એક પળ પણ આ સંસારમાં જીવતી રહેનાર નથી. બાપુ મારી ફીકર કરશો નહિ, હું પ્રાણુ જતા પણ ધર્મથી ભ્રષ્ટ થનાર નથી, આમ વાત ચાલે છે એવામાંજ કૃષ્ણુલાલ ત્યાં આવતો જણાયો તેને જોતાંજ સરલા બોલી ઉઠી બાપુ સાવધ પાપી આવી પહોંચ્યા છે. કહી સરલા ધ્રુજવા લાગી. રાયમલ તેના માથે હાથ ફેરવતો ભાગ્યના ખેલ જોવા તઇયાર થઇ ઉભો.

કૃષ્ણુલાલને ત્યાં આવેલો જોઇ પહેરો ભરતાં સિપાહીએ નીચા નમી તેને નમન કર્યું અભિમાનીએ તેના સામ જોયા સિવાય ત્યાં પડેલા એક પત્થર પર સ્થાન લીધું થોડી વાર બેસી તેણે પહેરા

ભરતા સિપાહીને રાયમલને લાવવાનું કહ્યું, સિપાઈ રાયમલને લઇ આવ્યો તેને જોઇ કૃષ્ણુલાલે પૂછયું:- કાં રાયમલજી શું વિચાર કરો છો ? વિચારમાંને વિચારમાં કયાં સુધી ખરાબ થઇ લોહીનું પાણી કરશો ?

રાયમલ:-કૃષ્ણુલાલ ! વિચારનો પાર નવી, વિચાર વિના મનુષ્ય જન્મ નથી. પ્રભુની ઇચ્છા હશે ત્યાં સૂધી આ રાયમલ ખુશીથી દુ:ખ સહન કરશે, પણુ તારી નીચ માગણીઓ કદાપિ સ્વિકાર નહિ કરે.

કૃષ્ણુલાલ:-રાયમલ ! હજી પણુ કહું છું કે તમારે તમારો વિચાર ફેરવવો પડશે અને સરલાને મારી સાથે પરણાવવી પડશે, રાયમલ ! શું હું તમારી જ્ઞાતીનો નથી ? શું હું સરલાને લાયક નથી ?

રાયમલ;-ના. તું સરલાને લાયક નથીજ કયાં હંસણી ને કયાં કાગડો ? કયાં એક ગરીબ બાળા, ને કયાં એક પિશાચ ? કૃષ્ણુલાલ મારી સરલા સદ્દગુણુનો ભંડાર છે તો તું એ દુર્ગુણોનો સાગર છે. તે સતી છે તું પતીત છે, તે દેવી છે તું દઇત્ય છે, તેનામાં દેવનો વાસ છે તારામાં દઇત્યનો નિવાસ છે.

કૃષ્ણુલાલ:-રાયમલ ! તમારી જીભ હદ ઉપરાંત આગળ વધે છે. યાદ રાખજો કે મને સતાવવાનું ફળ વિપરિત છે,

રાયમલ:-ત્યારે શું નિર્દોષ જનોને દુ:ખી કરવાં એ તારી રીત છે,

કૃષ્ણુલાલ:-હું તમને દુ:ખી કરવા નથી ચાહતો હું તમને સુખી કરવાને ઇચ્છું છું અને તેથીજ સરલાની માગણી કરૂં છું. રાયમલ ! મારૂં કહેવું માનો, અને સરલાને પરણાવી સુખેથી દિવસો નિર્ગમન કરો

રાયમલઃ—કૃષ્ણુલાલ! આ રાયમલને તું હજી બરાબર ઓળખતો હોય એમ જણાતું નથી. શું હું તારૂં માની મારી પુત્રીને એક પિશાચને સોંપી હું સુખ ભોગવું? શું હું તેનું સત્યાનાશ કાઢી આનં દમાં ફરૂં? નહી. નહિ, કૃષ્ણુલાલ? પુત્રીને દુઃખી કરી હું સુખ ભોગ-વવા ઇચ્છતો નથી.

કૃષ્ણુલાલઃ—રાયમલ? તમે ભૂલો છો, સરેલા મારા સહવાસથી સુખી થશે.

રાયમલઃ—સુર્ય કદી પશ્ચિમે ઉગશે? નહિજ, તેમ મારી સરલા તારા જેવા પાપીની પત્ની થઇ કોઇ કાળે સુખી થશેજ નહિ દુષ્ટ જનોનો પ્રેમ કૃત્રિમ હોય છે. સ્વાર્થ પૂરા થતાંજ તેમના પ્રેમ પૂરો થાય છે, એ હું સારી રીતે સમજું છું.

કૃષ્ણુલાલઃ—રાયમલ! આટલું આટલું કહેવા છતાં તારા વિચાર ફરતા નથી તેથી મને સમજાય છે કે તારૂં ભાગ્યચક્ર ફર્યું છે તારો કાળ પોકાર કરી રહ્યો છે અને તેથીજ તને આવી અવળી મતિ ઉત્પન્ન થઇ રહી છે.

રાયમલઃ—મને મરણુની લેશ માત્ર પરવાહ નથી. કૃષ્ણુલાલ હું કાળને ભેટવા તૈયાર છું. તું કહે છે કે ભાગ્ય ફર્યું છે, પણુ મારૂં નહિ પણુ તારૂં ફર્યું છે. કારણુકે ભાગ્યના ભૂલાવાથીજ તને આવી અધમ બુદ્ધી ઉત્પન્ન થઇ છે. કૃષ્ણુલાલ તારા પાપ કર્મોની સીમાં નથી, તારા ત્રાસથી હજારો ગરીઓ રડે છે. જો આમ ઉંચે જો, આ સૂર્ય ભગવાન તારી ઉપર ક્રોધાયમાન થઇ લાલચોળ બની તપી રહ્યા છે.

ગરીબ ગરદન મારતાં, તને ઉપજે નહિ ત્રાસ;
સત્ય માની લે અંતરે. થાશે તારો નાશ.
કર્યાં ક્રૂર કર્મ ત્હેં અદકાં, છતાં હજી સમજે નહિ.
જો, જો, નરાધમ આંખ ખોલી, ધરા આ ધ્રુજી રહી.

કૃષ્ણલાલઃ—ચુપ કર હું તારાં વચન સહન કદી શકતો નથી. રાયમલ! ત્હેં આજે મને ભયંકર ક્રોધથી સરગાવ્યો છે, તારૂં મ્હોત ત્હેં હાથે કરી માગી લીધું છે.

વદી અવળા વેણુથી, મરણુ મુખમાં તું જાય છે;
અભિમાની સમજજે મન વિશે કે કાળ તારો થાય છે.

રાયમલઃ—બળના ગર્વથી છકેલા છોકટા ? તારા વચન મારી વિસાતમાં નથી, ક્ષત્રિય પુત્રનું પરાક્રમ જોવું હોય તો છુટો કરી સામે થઇ જા.

કરતાં છુટો વીરને, કટકા કોડ કરૂં તારા;
પાપી પછાડું પલકમાંય, હાથ જુએ તું મ્હારા.

કૃષ્ણુલાલ—મરણુ પાસે આવ્યું હોય છે ત્યારે માણુસ નકામો બડબડાટ કરે છે, રાયમલ એકવાર તને કહું છું કે વિચાર કરજે ને માનવું ન હોય તો કાલે સાંજે મરવાને તઇયાર થજે. કહી કૃષ્ણુ લાલે ગુસ્સાથી કંપતા ત્યાંથી ઉભા થઇ સિપાહીને રાયમલને તેની કોટડીમાં પુરી આવવાને કહ્યું સિપાહી તેને કોટડીમાં મુકી આવ્યો તે પછી વિચારમાં ઉભેલો કૃષ્ણુલાલ મનમાં બોલવા લાગ્યોઃ—બસ હવે રાયમલનો કાલે અંત આવશે. તેના પિતાના મરણુથી હું જાણું છું કે સરલા સમજશે; ને મને ખુશીથી પરણુશે. જો તે ખુશીથી પરણુશે

તો સરોજ મારા ક્રોધનો ભોગ થતો બચશે, નહિ તો બન્નેનો આખરે અંત આવશે આમ બોલી કૃષ્ણલાલ કંઇક વિચાર કરવા લાગ્યો, ને વિચારને અંતે બોલ્યો, આજે પાંચ પાંચ દિવસો વિત્યા છતાં જ્ઞાનચંદના સમાચાર નથી મળ્યા મારા બહાદુર સરદારના એકાએક ગુમ થવાથી મને કાંઇ સમજ પડતી નથી. હવે હું તેને ક્યાં ખોળુ ? શું પેલી દેવી સ્વરૂપે આવેલી બલાએ તો તેને સપડાવ્યો નહિ હોય ? કારણ કે જ્ઞાનચંદ્ર તેનીજ શોધમાં ગયો; છે શું ખબર પડે ? ઠીક છે, આજે હું મારા માણસોને જ્ઞાનચંદ્રની શોધમાં મોકલીશ, લાવ-હવે હું સરોજની કોટડી તરફ જાઉં ને તેને પણ લગીર અજમાવી જોઉં, કહી કૃષ્ણલાલ સરોજની કોટડી તરફ ચાલ્યો.

---

## પ્રકરણ ૯ મું.

---

### " ચમત્કારીક ખંડેર. "

---

જે સમયે કૃષ્ણલાલ અને રાયમલનો સંવાદ ચાલતો હતો. તે સમયે કુન્જ, કિશોરી અને સત્યવ્રત સરોજકુમારને છોડાવવાના વિચારથી કિલ્લા તરફ આવતા હતા. આજે તેમણે નિશ્ચય કર્યો હતો કે ગમે તેમ થાય પણ સરોજનો ઉદ્ધાર કરવો. ત્રણે જણા કિલ્લાની આગળના ખંડેર સમિપ આવી પહોંચ્યાં, આપણે પ્રથમ વાંચી ગયા છીએ કે ખંડેરની અંદર એક વિશાળ ચોગાન

આવેલું હતું ને તે ચોગાનની આસપાસ વગર દરવાજાનો મજબુત કિલ્લો ચણેલો હતો. તેની અંદર પુષ્કળ ઝાડી આવેલી હતી. ને તે ઝાડીમાં એક એકથી દુર એવી ચારેક કોટડીઓ આવેલી હતી રાય-મલ અને સરલા જે કોટડીમાં હતાં તેમનાથી દુર એક બીજ ઝાડીમાં સરોજની કોટડી આવેલી હતી પારકાના દુઃખે દુઃખી થતાં ત્રણ જણાં ખરા મધ્યાન્હકાળે ભાગેલા ખંડેરની નજીક આવી પહોચ્યાં ખંડેરમાં માર્ગથી જાણીતી કિશોરી ખંડેર આવતાં કંઈક ઓરજ દેખાવા લાગી જે કીશોરી અત્યાર સુધી શાન્ત અને ગંભીર જણાતી હતી કિશોરી હવે ભયાનક ભાસવા લાગી, આગળ કિશોરી અને પાછળ કુન્જ તથા સત્યવ્રત ચાલવા લાગ્યાં. ભાગેલા ખંડેરના પત્થરા વટાવતાં ત્રણે જણા ઝડપથી આગળ વધવા લાગ્યાં એવી રીતે ચાલતાં ચાલતાં તેઓ એક કુવા આગળ આવી અટક્યાં કુવામાં પગથીઆં હતાં, કિશોરી કુન્જને કુવામાં ઉતરવાનું સુચવી પ્રથમ પોતે ઉતરવા લાગી. આશરે પચાશેક પગથીયાં ઉતરી ત્રણે જણાં કુવાની છેક નીચે ગયાં. અંદર પાણી ન હોતું કુવો વિશાળ હતો. કેટલેક ઠેકાણે ઉંડા ગાબડાં પડેલાં હતાં નીચે ઉતરી કિશોરીએ અગાઉથી સાથે લઇ લીધેલો છરો કાઢયો ને તે છરાથી કુવાની એક બાજુની ભીંતના ગાબડામાં ખોતરવા લાગી થોડી વાર ખોતરતાં તેણે એ ગાબડામાંથી એક નાનુ પાટીયું ખેંચી કાઢયું પાટીયું બહાર નીકળતાં અંદર માર્ગ થયો. તે માર્ગમાં એક ઝીણી ખીલી બેસાંડેલી હતી. કીશોરીએ તરત તે ખીલીને જોરથી દબાવી કે લાગલોજ એક મોટો અવાજ થયો કુન્જ અને સત્યવ્રત અવાજથી ધ્રુજી ઉઠયા, અને કુવાની ઉપરનો ભાગ તુટી પડયો કે શું ! એમ સમજી ઉંચે જોવા લાગ્યા. બન્નેએ અત્યંત અજાયબીની અંદર

જોયું તો જણાયું કે કુવામાં એક સીધી નેળ થઇ ગઇ છે. કિશોરીએ તે સાંકડી નેળમાં બન્નેની સાથે ચાલવા માંડયું. આખરે કલાકેક સુધી નેળમાં ચાલ્યા પછી ત્રણે જણાં એક ખુલ્લા મેદાનમાં આવી પહોંચ્યાં. આ મેદાનમાં અનેક જાતનાં વૃક્ષો ઉગેલાં હતાં. રંગબેરંગી પુષ્પો ખીલી રહ્યાં હતાં જાત જાતનાં ફળો ઝાડ ઉપર ઝુકી રહ્યાં હતાં. પાણીનાં સ્વચ્છ ઝરણાં કલ કલ અવાજ કરતાં વહેતાં હતાં. આવા આનંદકારક મેદાનમાં ત્રણે જણાં આવી ઉભાં રહ્યાં. ભુખ લાગી હતી. સત્યવ્રત ફળ તોડી લાવ્યો, ત્રણે જણાંએ ફળ ખાઇ પાણી પી લીધું. અહિં સુધી આવતાં તેમને થાક લાગ્યો હતો. દ્વાર વિનાનો કિલ્લો ત્યાં આવેલો હતો. થોડીવાર સ્વસ્થ થઇ કુન્જે પૂછયું:–કિશોરી ! હજી આપણે કેટલેક દૂર જવાનું છે ?

" હવે આપણે વધારે દૂર જવાનું નથી, પણ આ સામે જણાતા કિલ્લાની અંદર જવાનું છે."

" શું સરોજકુમારને ત્યાં રાખવામાં આવ્યો છે ?" કુન્જે પૂછયું.

" હા હવે આપણી વાતને અટકાવો, અને અંદર જવાને તૈયાર થાઓ." કહી કિશોરી ઉભી થઇ. કુન્જ અને સત્યવ્રત મનમાં આશ્ચર્ય પામી તેની પાછળ જવા લાગ્યા. કુન્જે કિલ્લાની સમિપ આવી જોયું તો તેને અંદર જવાનું દ્વાર જણાયું નહિ, અંદર શી રીતે જવાશે એમ તેના મનમાં વિચાર થયો. એટલામાં તો કિશોરીએ આગળ વધી કોટની એક અમુક જગામાં જોરથી લાત મારી. પગના પ્રહારથી તેની નીચેની જમીન હાલવા લાગી. ધરતીકંપ થયો કે શું સમજીને સત્યવ્રત આઘો ખસી જોવા લાગ્યો જોત જોતામાં તો તે હાલતી જમીનમાં એક હાથ ઉંડો ખાડો પડયો. ખાડામાં એક ઝીણી દોરીનો

છેડો પડેલો હતો. કિશોરીએ તે દોરીના છેડાને પકડી ખેંચ્યો. કે તરત વળી પાછો એક અવાજ થયો; અને તેની સાથે કોટની ઉપર ગોઠવેલો એક બનાવટી મોર ચક્કર ચક્કર ફરવા લાગ્યો. આમાં વિશેષ ખુબી તો એ હતી કે, આટલા મોટા ભયંકર અવાજ થતા હતા, પણ તે અવાજ ત્યાંના ત્યાંજ સમાતા હતા. કોટની અંદર રહેતા માણસો અવાજ સાંભળી શકતા નહિ. કિશોરી ગોળ ફરતા મોરના તરફ ઘણી વાર સુધી જોઇ રહી. છેવટે ઘણી વારે તે મોરના મુખમાંથી એક ઝીણી ખીલી નીકલી પડી. મોર ફરતો બંધ થયો. કિશોરીએ તે ખીલીને કોટના એક ઝીણા છીદ્રમાં ઘાલી, અને તેને જોરથી દબાવતાંજ કડડડ અવાજ કરતાં પત્થરનાં ગુપ્ત દ્વાર ખુલ્લાં થઇ ગયાં કુન્જ અને સત્યપ્રાત આવો દેખાવ જોઇ સ્તબ્ધ બની ગયા. તેઓ કિશોરીની મનમાં પ્રશંસા કરતા તેની પાછળ જવા લાગ્યા. કિશોરી બન્નેને લઇ ગાઢી ઝાડીવાળા મેદાનમાં આવેલી સરોજની કોટડીના પાછલી બાજુએ આવી ઉભી. આ સરોજની કોટડી. કહી કિશોરી કુન્જના સામે જોઇ રહી.

કુન્જ તો હજી મનમાં કિશોરીનાં વખાણ કરતો હતો. તે મનમાં બોલતો હતો કે—કિશોરી ધન્ય છે તને, તું એક બહાદુર બાળા છે. તારા વિના અમે આવા ભયંકર ભાગમાં શી રીતે આવવા શક્તિવાન થાત. કિશોરી! કિશોરી! આજે અમારી ઉપર તારો અત્યંત ઉપકાર થયો છે, ઉપકારના બદલામાં તારા પ્રત્યેનો પ્રેમ હૃદયમાં બમણો વધ્યો છે. આમ બોલતો કુન્જ સરોજની પાસે જવાને તૈયાર થયો, પણ એટલામાં તેમને કોઇકના આવવાનો ભાસ થયો. કિશોરી બન્ને જણાંને ત્યાંજ ઉભા રહેવાની ઇસારત કરી થોડેક આગળ જઇ

જોવા લાગી, તો તેણે કૃષ્ણલાલને ત્યાં આવતો જોયો. હવે આવી બન્યું. કહી કિશોરી ગભરાયેલા ચહેરે કુન્જની પાસે આવી ધીમેથી બોલી ઉઠી–કુન્જવિહારી ! હવેં બચવું મુશ્કેલ છે. પાપી આ તરફ આવતો હોય એમ જણાય છે. હવે શું કરીશું ? " કિશોરી ગભરા નહિ, થનાર હશે તે થશે." કુન્જે શાન્તિ આપી. " ભાઇ ! આપણે આ ઝાડપર ચઢી જઇશું ? કારણ કે આ ઝાડ ઘટાવાળું છે. ઉપર ચઢી જવાથી આપણને કોઇ જોઇ શકે નહિ." સત્યવ્રતે સલાહ આપી.

" હા, તમારૂં કહેવું ખરૂં છે. ચાલો આપણે ઉપર ચઢી જઇયે અને પછી પાપીના ગયા પછી આપણા કામનો આરંભ કરીયે." કહી પ્રથમ કિશોરીને ઉપર ચઢાવી બન્ને જણા ઝાડ ઉપર ચઢી ગયાં. વૃક્ષ ઘનઘોર ઘટાવાળું હતું. ત્રણે જણાં તે ઝાડપર છૂપાઇ કૃષ્ણલાલ હવે શું કરે છે, તે ધ્યાનપૂર્વક જોઈ રહ્યાં.

---

## પ્રકરણ ૧૦ મું.

### " વીરની ધૈર્યતા અને કૃષ્ણલાલની કુટિલતા."

---

પગના પ્રહારથી પૃથ્વીને કંપાવતો કૃષ્ણલાલ સરોજની કોટડી પાસે આવ્યો. કોટડીનું તાળું ખોલી જોતાં તેને જણાયું કે સરોજ ઉંઘે છે, તેને ઉંઘતો જોઇ કૃષ્ણલાલે બૂમ મારી–સરોજ ! ઉઠ જાગૃત થા.

સરોજ ઝબકી ઉઠયો, અને આંખ્યો ચોળતો કૃષ્ણલાલની

સામે જોઇ રહ્યો. તેને પોતાની તરફ જોઇ રહેલો જોઇ કૃષ્ણુલાલે હસીને પૂછ્યું—કેમ ? કેદખાનાની કોટડીમાં ઉંઘ સારી આવે છેને ?

" જેના હ્રદયમાં હમેશાં શાન્તિનો નિવાસ છે, તે ગમે તે સ્થળે પણ સુખેથી નિંદ્રા લઇ શકે છે. " સરોજે જવાબ આપ્યો.

" જ્યારે તું શાન્તિવાળો છે, ત્યારે તો આ કેદખાનામાં પણ તને આનંદ પડતો હશે ? " ફરીથી કૃષ્ણુલાલે પૂછ્યું.

" હા, જેનો પિતા ધર્મ છે, શાન્તિ અને ધૈર્યતા બ્હેનો છે, તેને કેદખાનું એક મોટા મહેલ સમાન છે. "

" સરોજ ! તારાં વચનો ફક્ત મનને શાન્તિ કરવાના વાસ્તેજ છે."

" નહિ, કૃષ્ણુલાલ ! હું સત્ય બોલું છું. તુંજ જો કે ચિંતાનો ત્યાગ કરવાથી અને દુઃખમાં શાન્તિ ધરવાથી મારા મહેલ કરતાં પણ મારૂં શરીર અહિં કેવું સારૂં થયું છે અને તારૂં શરીર ચિંતાએ કરીને કેવું સૂકાઇ ગયું છે ? "

" ગમે તેમ કહે. પણ તારા કરતાં હું વધારે બળવાન અને સુખી છું. "

" તે અત્યારે કહી શકાય નહિ. કૃષ્ણુલાલ ! બળનો મુકાબલો કરવો હોય તો મને બંધન મુક્ત કરી મારી સાથે યુદ્ધનો ખેલ ખેલી જો, "

" સમય આવે મુકાબલો કરી જોઇશું. સરોજ ! કહે હવે કે તારી ઇચ્છા અહિંથી છુટવાની છે ? "

" બંધનમાં પડેલું પક્ષી હંમેશાં પાંજરામાંથી છુટવાની ઇચ્છાજ

રાખે છે. કૃષ્ણુલાલ ! જો તારામાં દયા ઉત્પન્ન થઇ હોય તો મને અને સરલાને મુક્ત કર."

"સરલાનો વિચાર પછી થશે, તું તારૂં તો સંભાળ ?"

"નહિ, પ્રથમ સરલા અને પછી હું. તેના સિવાય હું છુટવાને નથી ચ્હાતો."

"સરોજ ! સરલાને હું ચાહું છું."

"તેથીજ હું તને ધિક્કારૂં છું ?"

"શા માટે ? સરલા હજી કુમારિકા છે, તું તેના પ્રેમને મનમાંથી કાઢી નાખ અને સરલાને મારી સાથે પરણુવાની શીખામણુ આપ."

"ચુપ ! શું તને પરણુવા માટે હું સરલાને સમજાવું ? શું સરલાના જીવનને તારી સાથે જોડી તેની જીંદગી બગાડી હું સુખ ભોગવું ! ના, ના, બ્રહ્માંડ મારી પર ટૂટી પડે તોય શું ?"

"સરોજ ! સમજ, જો એમ કરીશ તો સુખી થઇશ, નહિતો કમ્હોતે માર્યો જઇશ."

"મ્હોતની મને દરકાર નથી. કિરતારના સિવાય સરોજના એક વાળને પણુ ઇજા કરવાને કોઇ સમર્થ નથી. કૃષ્ણુલાલ ! મરણુનો ભય શા માટે બતાવે છે ? કાળ તો વીરપુત્રોનો વફાદાર દોસ્ત છે એ તું જાણે છે ?'

"હા, જાણું છું, અને તેથીજ કહું છું કે એ દોસ્તની તારે જરૂર નથી."

"કૃષ્ણુલાલ ! તું ભૂલે છે. મરણુ મિત્રની દરેકને જરૂર છે. તે

મિત્ર દયાળુ છે. માણસ તેને ધિક્કારે છે છતાં તે ધિક્કારની દરકાર કર્યા વિના આખરે સ્હાય થાય છે, અને તેના મિત્રને અક્ષય ધામમાં લઇ જાય છે."

"સરોજ! તારી મૂર્ખાઇ પર મને હસવું આવે છે!"

"મને પણ તારાં નીચ કર્મો જોઇ તારે માટે રડવું આવે છે."

"કારણ?"

"કારણ એજ કે તારાં નીચાં કર્મોથી આખરે તારી ઘણીજ ખરાબ દશા થવાની. તારી જીંદગી ભયંકર રીતે નષ્ટ થવાની. કૃષ્ણ-લાલ! તું અત્યારે જે બળનો ગર્વ રાખે છે. તે તારો ગર્વ કાળના ચક્કરમાં ફસાતો જતો રહેશે, અને તારા અત્યાચારથી યમરાજનો ભયંકર ક્રોધ તારી પર ઉતરશે. હા, કૃષ્ણલાલ! તે સમયે તું ખરેખર પસ્તાઇશ અને દુ:ખ સહન નહિ કરી શકવાથી ચોધાર આંસુએ રડીશ."

"ઠીક છે, તે વખતે જોઇ લેવાશે. બોલ હવે જવાબ દે કે અહિં રહી મરવું છે કે મારૂં કહેવું માની છુટવું છે?"

"તારૂં કહેવું માનવા કરતાં હું અહિં રહી મરવાનું ઘણુંજ પસંદ કરૂં છું."

"સરોજ! હું જ્યાં સુધી તારી સાથે નરમાશથી બોલું છું ત્યાં સુધી હું તને દયાળુ જણાતો હોઇશ. પણ ઓ નાદાન છોકરા! હજી ત્હેં મારો ભયંકર ક્રોધ નિહાળ્યો નથી; મારૂં કહેવું માન્ય કર નહી. તો મારા ક્રોધથી તું બચવાનો નથી."

"મ્હેં તને પ્રથમજ જણાવ્યું કે હું જીવવા નથી ઇચ્છતો છતાં વારેવારે શા માટે પૂછે છે?"

" એમ તો થજે હવે તૈયાર, અને સમજ જે કે કોઇ નથી તને બચાવનાર."

" કૃપાળુ કિરતાર મારૂં રક્ષણ કરવાને તૈયાર છે."

" સરોજ ! જે સરલાને તું ચાહે છે, એજ સરલાનો હું તારી સમક્ષ ઘાત કરવા ધારૂં છું. તે તું જોજે તે જોતો જોતો તું પણ મરજે."

" દુષ્ટાત્મા ! સરલાનો વધ હું આનંદથી જોઇશ. પાપીના પાપાવાસમાંથી છૂટી જતી અબળા હવે ચિરકાળના સુખમાં જશે એમ સમજીને હું ખુશી થઇશ."

" તે અત્યારે કહેવાય છે. જોઉં છું કે તેના મરણનું કલ્પાંત તારાથી શી રીતે જોવાય છે ?"

" જોવાય છે કે નહિ એ મારે સમજવાનું છે, પણ યાદ રાખજે કે તારે તો સદાય રોવાનું છે. દુનિયામાં ઉત્પન્ન થયેલા પ્રેત ! જા, જા, તારાથી થાય એ કરી લે. તારા નરકાગારમાં પડેલાં અમે તારો અત્યાચાર સહન કરવાને તૈયાર છીએ. નરાધમ ! એક દિવસ એવો પણ આવશે કે તારૂં અકાળે મરણ થશે, એ સમયે તને ભયંકર વેદના થશે. યમરાજના દૂતો તને સદા કાળને માટે નર્કકુંડમાં ઘસડી જશે. જા, નરપિશાચ ! હવે અહિંથી ચાલ્યો જા. તારી અપવિત્ર છાયાથી હું અપવિત્ર થાઉં છું." કહી સરોજે એક તિરસ્કારની દ્રષ્ટિ ફેંકી મુખ ફેરવી લીધું.

કૃષ્ણલાલ કોટડી બંધ કરી ત્યાંથી ચાલતો થયો, અને કોટડીની બીજી બાજુની ઝાડીમાં વિચાર કરતો ફરવા લાગ્યો. સરોજ પાપીના ગયા પછી કોટડીમાં માથું નીચું રાખી હૃદયનો ભાર ઓછો કરવા

લાગ્યો. સરલાને માટે પ્રભુને વિનવતો સરોજ ઘણી વાર સુધી બેસી રહ્યો

કૃષ્ણુલાલ દૂર ગયો હશે ધારીને ઝાડ ઉપર છુપાઇ બેઠેલાં કુન્જ-કિશોરી અને સત્યવ્રત નીચે ઉતર્યાં. કુન્જ મનમાં સરોજની દૃઢતા વખાણુ કરતો તેની કોટડી તરફ જવા તૈયાર થયો, કે તરત કિશોરીએ કહ્યું:—કુન્જવિહારી ! ઉભા રહો, હું કહું એમ કરો. જાણે કે આ સત્યવ્રત ભાઇ આપણે ખુલ્લા કરેલા દ્વાર પાસે ઉભા રહે અને હું પેલી ઝાડીમાં જઇ પાપીનો માર્ગ રોકું છું એટલામાં તમે જેમ બને એમ જલ્દીથી સરોજને છૂટા કરી દયો. તેમને મૂક્ત કરી એક સંજ્ઞાદર્શક ધીમો અવાજ કરજો કે જેથી હું ત્યાંથી અહિં આવીશ. બાદ આપણે આવેલા રસ્તે થઇને નિર્વિઘ્ને બહાર નીકળી જઇશું.

કિશોરીની સૂચનાનુસાર સત્યવ્રત ખુલ્લા દરવાજાની પાસે એક સ્થળે છૂપાઇ ઉભો. કિશોરી ઝાડી તરફ ચાલી ગઇ. કુન્જ ઝડપથી પગ ઉપાડતો સરોજની કોટડી તરફ ચાલ્યો. કોટડીએ વાસેલું તાળું કુન્જે યુક્તિથી ઉઘાડી નાંખ્યું. સરોજ નીચી નજરે બેઠો હતો. તેણે કુન્જને જોયો નહિ. એટલામાં કુન્જે ધીમેથી કહ્યું:-સરોજકુમાર !

" કોણુ ! ? સરોજે ચમકી ઉભા થઇ પૂછ્યું.

" ભાઇ ! ઉઠો ઉભા થાઓ. સમય નથી, આપણે જલ્દીથી નાસવું જોઇએ. કહી કુન્જે સરોજનું બંધન છોડી નાખ્યું. મરતા માણસમાં પ્રાણુ આવે એ પ્રમાણે સરોજ બંધનમુક્ત થતાં ઉભો થયો, ને દયાર્દ્ર મુખે પૂછવા લાગ્યો:—ભાઇ ! તમે કોણુ છો ? હું તમને ઓળખી શકતો નથી."

" બહાર નીકળી તમે જાણુશો. અત્યારે કહેવા જેટલો સમય નથી, ચાલો ત્વરા કરો."

"ભાઇ ! થોડીકવાર સબુર કરો. અહિં પાસેની કોટડીમાંજ એક નિર્દોષ બાળા પૂરાયેલી છે તેનો ઉદ્ધાર કરીએ."

"ચાલો, જલ્દી ત્યાં ચાલો અને તે કોટડી બતાવો." કહી કુન્જ સરોજને લઇ સરલાની કોટડી તરફ ચાલવા લાગ્યો.

પેલી તરફ કિશોરી ઝાડીમાં ફરતી હતી તેજ સ્થળે પાપી કૃષ્ણલાલ બેઠો હતો. ઘનઘોર ઘાડી ઝાડીના અંધકારમાં કિશોરી તેને જોઇ શકી નહિ. કૃષ્ણલાલે તેને જોઇ. તે ચમકયો અને એકદમ ઉભો થઇ વાઘ જેમ બકરાની પર તરાપ મારે તેમ કૃષ્ણલાલે છલંગ મારી કિશોરીને પકડી. કિશોરી ભયભિત થઇ ગઇ. તેના મુખમાંથી કારમી ચીસ નીકળી ગઇ.

સરલાને છોડવવા જતા સરોજ અને કુન્જના કાને કિશોરીની ચીસ સંભળાઇ. કુન્જ આગળ નહિ વધતાં ત્યાંજ અટકયો ને નક્કી કિશોરીની ઉપર આફતનું વાદળ ટૂટયું છે એમ સમજી કુન્જ લાંબી નજરે જોવા લાગ્યો, તો કૃષ્ણલાલને કિશોરીનો હાથ પકડી ઉભેલો જોયો. હા, રામ, ગરીબ બાળા પાછી સપડાઇ ગઇ! પ્રભુ તેનું રક્ષણ કરજો. તેનું રક્ષણ કરવા જાઉં છું, તો સરોજ સાથે હું પણ સંકટમાં સપડાઉં છું. પ્રભુ ! કિશોરીને બચાવજો. કહી કુન્જ સરોજને કહેવા લાગ્યો:–ભાઇ ! હવે આપણાથી સરલાને મૂક્ત કરી શકાશે નહિ.

"કારણ ?"

"તમે આ કારમી ચીસ સાંભળી ?"

"હા, તે ચીસ કોણે નાખી હશે ?"

"કુમાર ! તે એક દયાળુ દિલની બાળા છે. તેનીજ કૃપાથી

અમે અહીં આવી તમને છોડાવવાના પ્રયત્નમાં ફાવ્યા છીએ. હા, તે બાળા પાપીના પંજામાં ફરીથી સપડાઇ ગઇ છે."

"તેનું નામ?"

"કિશોરી."

"અરે! તેન તો હું ઓળખું છું! ભાઇ! આપણી પાસે કંઇ હથીયાર પણ નથી કે જેથી તેનું રક્ષણ કરીએ."

"તેનું રક્ષણ ભગવાન કરશે. આપણે હવે ચાલો અહીંથી બહાર નીકળી જઇએ. વધારે વાર થશે તો આપણી ઉપર પણ સંકટ આવશે. આપણે નિર્વિઘ્ને બહાર નીકળી જઇશું તો ફરીથી સરલા અને કિશોરીને છોડાવવાની યુક્તિ કરીશું, માટે ચાલો." કહી કુન્જ સરોજને લઇ ઝડપથી ચાલવા લાગ્યો. થોડીવારમાં બન્ને જણા ખુલ્લા દ્વાર આગળ આવી પહોંચ્યા. ત્યાં સત્યવ્રત ઉભો હતો. કિશોરી ફસાઇ ગઇ છે, કહી કુન્જે તેને ચાલવાની ઇસારત કરી. ત્રણે જણા ઘણીજ ત્વરાથી દોડવા લાગ્યા અને આવ્યા હતા તે રસ્તે થઇને નિર્વિઘ્ને બહાર નીકળી ગયા.

પેલી તરફ કૃષ્ણલાલ કિશોરીને જોતાંજ ક્રોધથી કંપવા લાગ્યો તેણે ભયંકર બુમ મારી બીજા માણસોને બોલાવી કહ્યું:–મારા વફાદારો! જાઓ, તપાસ કરો, આજે અહિ ભયંકર કાવત્રુ રચાયું છે. જાઓ, જુઓ કે અહિં કેટલા દુશ્મનો ભરાયા છે. સિપાહીઓ ચાલ્યા ગયા. તે પછી કૃષ્ણલાલે ભયાનક બુમ મારી પૂછ્યું:–પાપીણી! શું હજી તું જીવતી છે? બોલ! મારો સરદાર જ્ઞાનચંદ્ર ક્યાં છે?

"જ્ઞાનચંદ્ર પ્રભુના ધામમાં તેના કર્મોનો જવાબ આપવા ગયો

હશે." કિશોરીએ નિર્ભયતાથી કહ્યું.

"કિશોરી ! હું તને આવી નહોતો ધારતો. ખરેખરે તું અબળાના રૂપમાં એક ઝેરી નાગણ છે."

"અને તું પણ એક માણસના રૂપમાં અવતરેલો પિશાચ છે."

"તું ઝનુની છે."

"તું ભયંકર ખૂની છે."

"ચાલ જવાબ દે કે તું અહિં ક્યાંથી આવી છે ?"

"પ્રભુના દરબારમાંથી આવી છું. તારા પાપનું પ્રાયશ્ચિત આપવા આવી છું."

"શું તું મારૂં ખૂન કરવા આવી છે?"

"હા."

"અભાગણી ! મારૂં ખૂન કરતાં પહેલાં તું આજે લોહીમાં રંગાવા તૈયાર થા અને......હજી કૃષ્ણુલાલ પૂરૂં બોલી રહ્યો નથી, એટલામાં તો તપાસ અર્થે ગયેલા સિપાહીઓ ત્યાં દોડીઆવ્યા અને ભયભીત થઇ કહેવા લાગ્યાઃ—નામદાર ! ભયંકર પ્રપંચ રચાયો છે. કિલ્લાનું ગુપ્ત દ્વાર ઉઘાડું છે.

"પછી, બોલો જલદી બોલો."

"તેમાં થઇ સરોજને લઇ કોઇ નાશી ગયું હોય એમ જણાય છે."

"શું સરોજ નાશી ગયો."

"હા, તેની કોટડીનાં બારણાં ઉઘાડાં છે, અને નાશી જનારાઓનાં પગલાં બહાર પડેલાં છે."

"ઓહ્ ! થઇ ચૂક્યું, કિનારે આણેલું વ્હાણ ડુબી ગયું. અરે! તમારામાંથી એક જણ અહિં આવો અને ભયાનક પ્રપંચ કરનારી આ અભાગણીને પૂરતા બંદોબસ્તથી હાલ કોટડીમાં પૂરી દયો. તમે સાવધ રહેજો; કે તે છટકી જાય નહિ. કહી કૃષ્ણલાલ બાકીના સિપાહીઓને લઇ ખંડેર તરફ ચાલ્યો.

સિપાહીએ કિશોરીને દોરડાથી બાંધી કોટડીમાં પૂરી દીધી. તપાસ કરવા ગએલા કૃષ્ણલાલને આખરે નિરાશ વદને પાછા આવવું પડયું. કિલ્લો ખુલ્લો જણાયો કારણ કે મોરના મુખમાંથી નીકળેલી ખીલી હજી કિશોરીની પાસેજ હતી. ઘણીજ ધમપછાડ કરી કૃષ્ણલાલ થોડાક સિપાહીઓને લઇ એક બીજા ટુંકા રસ્તે થઇને સરોજની શોધમાં નીકળી પડયો.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### "કિશોરીની કપટજાળ."

---

સૃષ્ટિ કર્તાનો નિયમ છે કે જ્યારે માણસ દુઃખથી અત્યંત અકળાય છે, ત્યારે પ્રભુ તેને ગયબી મદદ કરે છે. એ પ્રમાણે બાલકન્યા કિશોરીને દુઃખ પડવામાં કંઇ બાકી રહ્યું નથી. પાપીના પંજામાં તે ફરીથી સપડાઇ કોટડીમાં પૂરાઇ છે. કૃષ્ણલાલના ગયા પછી કિશોરી ઘણીવાર સુધી વિચારમાં બેસી રહી.

આખરે કંઇક વિચાર ગોઠવી તેણે હાથે બાંધેલું દોરડું દાંતથી છોડવા માંડ્યું. કુદરત કર્તાની કૃપાથી ગભરાટના સમયે દોરડું પોચું બંધાયું હતું, તેથી તેને છોડતા મહેનત પડી નહિ. દોરડું છુટી ગયું. હાથનું બંધન નીચે પડ્યું તે ભી થઇ; ને ઘુંટણીએ પડી પ્રભુની પ્રાર્થના કરવા લાગી. પ્રાર્થનાને અંતે પ્રભુની સ્હાય માગી ચનમાં હિમ્મત રાખી, કોટડીનું બારણું ઉઘાડી તે બહાર નીકળી, કોટડીની પાસે એક સિપાહી પહેરો ભરતો હતો; તેની નજર આ સમયે બીજી બાજુએ હતી, કિશોરી ધીમે પગલે તેની પીઠ પાછળ આવી બોલીઃ—મહોબત સંગ ? મહોબતસંગ ચમકયો, અને કિશોરીની સામે જોઇ બોલી ઉઠયોઃ— કોણ કિશોરી ! કોટડીમાંથી છુટી આવી ?

" હા, વારૂં હવે તમે મને પાછી કોડડીમાં પુરી દેશો કે ? " કહી કિશોરીએ તેના સામે એવી રીતે જોયું કે સિપાહી સ્તબ્ધ બની ગયો, તે એક શબ્દ પણ બોલી શકયો નહિ. તરત કિશોરી તેની નજીક ગઈ, અને આંખનું કાટિલ કટાક્ષ ફેંકી તેના શરીરે નાજુક હાથનો સ્પર્શ કરી બોલીઃ—બોલોને મહોબતસંગ ! કેમ બોલતા નથી. ? જ્યારે હું તમારાં લાભને માટે અહિં આવી છું ત્યારે તમે મુંગા મરી જાઓ એ ઠીક નહિ.

" શું તમે મારા લાભમાં રાજી છો ?" મહોબતે ઉંચે જોઇ પૂછ્યું

" હા. "

" તે લાભ શું છે ?

" તે કહેતા પહેલા મને જણાવો કે તમારો સરદાર કૃષ્ણલાલ હાલ ક્યાં છે ? "

" તે હમણાંજ નાશી ગયેલાઓની શોધમાંથી થાકી કંટાળીને પાછો આવ્યો છે. હાલ તે નિદ્રામાં છે. કલાક પછી તે અહિં આવવાનો છે અને આજે રાયમલનો નાશ કરવાનો છે, "

" ત્યારે તમે મારી એક વાતને કબુલ કરશો ? "

" તમારા જેવી સુંદરીની વાત કયો અભાગીયો કબુલ નાંહ કરે."

"જુઓ ત્યારે સાંભળો જ્યારથી હું અહિં આવી છું ત્યારથી હું તમારૂં રૂપ જોઇ તમારી ઉપર મોહીત થઇ ગઇ છું. "

" હે શું તમે મારી ઉપર મોહિત થયાં છો ? સિપાહીભાઇ બહુ આશ્ચર્ય પામી બોલી ઉઠયા.

" હા, તમારા સમ હું તમને કેટલાએ દિવસથી મનમાં યાદ કરતી ઝુરૂં છું. આજે લાગ મળતાં નીકળી આવી છું ને ઘણા દિવસની વાત આજેજ જણાવું છું. કહો મહોબ્તસંગ ! હવે તમે મને ચાહશો કે નહિ ?"

"અરે એ શું બોલ્યાં ? હું તો કયારનોએ તમારા વિષે વિચાર કરતો હતો, પણ કહેતાં શરમાતો હતો. અહા, આજે મારૂં ભાગ્ય ફરી ગયું. રૂપવંતી રસીલી કિશોરી મળવાથી મારૂં જીવવું હવે સોનાનું થયું. "કહી મહોબતસંગ હસવા લાગ્યો.

"ત્યારે હવે શું વિચાર છે ?"

"મારી વ્હાલીનો વિચાર એજ મારો વિચાર. પણ મારી એક ઇચ્છા પુરી કર ? "

"શું ઇચ્છા છે ?"

"તારા ગુલાબી ગાલનું ચુંબન કરવાની."

"અત્યારે ?"

"હા, કારણુ કે હવે તારા ચુંબન વિના આ હોઠ સુકાય છે. કહી મહોબ્બત કિશોરીની નજીક જવા લાગ્યો. તેને હાથથી દૂર રાખતાં કિશોરીએ હસીને કહ્યું:–અરે જાઓરે મારા સરદાર! આટલી વારમાં જ્યારે આવા ગાંડા જેવા બની જાઓ છો, ત્યારે આગળ ઉપર તો શું એ થશે!

"રસીલી! જો ઉન્હાળાના સખ્ત તાપમાં નિર્મળ શીતળ સરોવર નજરે પડે. તો તરત ન્હાવાનું મન થાય છે; તેમ આજે મારી રસીલી છબીલી કિશોરીએ મારી પર દયા કરી છે, તો હું તેનો લાભ લેતાં કેમ વાર કરૂં ?"

"સરોવર તો થોડીવારને માટે છે, પણુ હું તો સદાયને માટે છું."

"વ્હાલી! ખરેખર તું અક્કલવાળી છે, ને હું મૂર્ખ છું. લે હવે જ્યારે ચુંબનનું ના કહે છે, ત્યારે તારા શરીર સાથે મને ભેટવા દે. પ્યારી! આજે તો મને એવો ઉમળકો આવ્યો છે કે તને મારી છાતી સાથે ખુબ દબાવું. લે, આવી જા હવે મારો જીવ તલપાપડ થઇ રહ્યો છે." કહી મહોબતસંગ તેને ભેટવા દોડયો, કે તરત કિશોરીએ તેને રોકી તેના ગાલે આંગળીનો સ્પર્શ કરી કહ્યું:–મારા બહાદુર સરદાર! આટલા બધા અધીરા શાને થાઓ છો? શું આપણે જેવાં તેવાં છીએ કે જેથી આવી રીતે વર્તીએ! માટે શાન્ત થઇ હવે હું કહું એમ કરો અને પછી ભાવથી ભેટો.

"કહો. પ્યારી શું કહો છો? આજે તું કહેતો આ આત્માને

પણ હેઠે લાવું, અને તું કહેતો તને ઉંચકીને અહિંથી નાશી જાઉં?

"આપણે નાશી તો જવાનું છેજ, પણ જતાં પહેલાં આપણે આનંદ કરીને અહિંથી જઇએ તો સારૂં. કેમ ખરૂંને?"

"હા, સત્તરવાર તો કહેવું ખરૂં."

"ચાલો ત્યારે હવે આપણે આનંદ ભોગવવાની તૈયારી કરીયે."

"બોલો, બોલો, રી મીઠડી મેનાં બોલો કે આ સેવકને શું હુકમ છે?"

"કહેવાનું એટલું કે, જ્યારે આપણે આનંદમાં રોકાયાં હોઇએ ત્યારે કદાપિ કોઇ દુશ્મન આવી ચઢે, તેને માટે આપણે ચેતીને બેઠાં હોઇએ તો સારૂં. માટે આ તમારી પ જે પાંચ બ્હારની પિસ્તોલ છે તે ભરીને મને આપો; અને તમારી કમ્મરની તલવાર તમારી પાસે રાખો."

"રસીલી તારી અગમચેતી ખરી છે. રખેને મારો બેટો કોઇ આવી ચઢે, અને આપણા આનંદમાં ભંગ પાડે. માટે તારા કહેવા પરમાણે કરવા દે." કહી તે મૂર્ખના શિરોમણિએ પિસ્તોલમાં કારતુસો ભરી કિશોરીને સ્વાધિન કરી. કિશોરીએ તે ભરેલી પિસ્તોલ તેની પાસે નીચે મૂકી. મહોબતસંગે પણ કમ્મરેથી તલવાર છોડી ખુલ્લી કરી કિશોરીની પાસે મુકતાં પૂછ્યું, "કહો પ્યારી હવે?"

"હવે પહેલાં કરો કસુંબા પાણી કે જેથી આંખમાં અમલ આવે તો ઓર રંગ જામે."

"હાજી, લે આ અફીણની દાબડી. તેમાંથી જોઇએ એટલો અમલ બનાવ." કહી મહોબતસંગે અફીણની ડબ્બી કિશોરીને આપી; અને ત્યાંથી ઉભો થઇ તેની કોટડીમાંથી બે પ્યાલીઓ લેવા ગયે

તે અરસામાં કશોરીએ પાસે ઉગેલા એક ઝેરી ઝાડનાં પાંદડાં લઇ આવી તેનો અફીણના રસની સાથે મેળવી દીધો. કિશોરી ઘણા દિવસ ત્યાં રહેલી હોવાથી ત્યાં ઉગેલાં ઝાડના ગુણ દોષ જાણતી હતી. તેણે કસુંબો તૈયાર કર્યો. એટલામાં મહોબતસંગ બે નાની પ્યાલીયો, ને થોડોક મેવો લઇ આવ્યો. આજે મહોબતસંગના આનંદનો પાર નહોતો. મદનનો નિસો તેની રગે રગમાં વ્યાપી રહ્યો હતો. કિશોરીએ કસુંબો તૈયાર કર્યો. અને પ્યાલીમાં ભરી મહોબતને આપતાં કહ્યું:-લ્યો, આ પી જાઓ."

"નહિ, હું મારે થે કદી નહિ પીઉં, તું તારા હાથે મને પા."

"લ્યો, હવે પી જાઓ." કહી કિશોરીએ તેને પોતાના હાથે ઝેરી કસુંબો પીવરાવી દીધો.

"લે હવે હું તને પાઉં." કહી મહોબતે બીજી પ્યાલી ઉઠાવી તેને પીવાને કહ્યું.

"મારે માટે હજી છે, માટે આ તમે પી જાઓ." કહી કિશોરીએ પરાણે તેને બીજી પ્યાલી પણ પીવરાવી દીધી. તે પછી કિશોરીએ તેને દેખાડવાને માટે પ્યાલીમાં પાણી ભરી પૂછ્યું:-હવે હું પીઉં?

"હા, દિલદાર ! ખુશીથી પી જા." અમલના તાનમા મહોબતે કહ્યુ. "કિશોરી પાણી પી ગઇ. બાદ બન્ને જણાં મેવો ખાવા લાગ્યાં. ખાતાં ખાતાં મહોબતસંગ અનેક પ્રકારની ચેષ્ટાઓ કરવા લાગ્યો. થાય છે, શું ઉતાવળ છે. કહી કિશોરી સમય ગુમાવવા લાગી. ધીમે ધીમે કસુંબાની કેફમાં ઝેરી વનસ્પતિનું ઝેર મહોબતસંગને ચઢવા લાગ્યું. આખરે કેફથી અને મદનના જોરથી મહોબત ઉભો થયો, અને

લથડાતી જીભે પ–પ—પીયારી, વ–વ—વહાલી, એમ બોલતો કિશો- રીને ભેટવા દોડયો. કિશોરી ઉભી થઇ ગઇ. તેનો શાન્ત ચ્હેરો એકાએક બદલાઇ ગયો. તે વિક્રાળ વાઘણની માફક બની દોડી આ- વતા મહોબતની છાતીમાં જોરથી લાત મારી બોલી ઉઠી:–વિષયાંધ પ્યારી તારી મા, મારાથી દૂર રહે.

"હેં ! ર–ર–ર–સી–લી આમ કેમ ?" કહેતો ચક્કર આવવાથી મહોબત નીચે પડી ગયો. તેની જીભ તોતડાવા લાગી. કંઠે કાંટા પડવા લાગ્યા, આંખ્યો થરડાવા લાગી; નાડીયો તૂટવા લાગી, છતાં પાપી મહોબતસંગ કિશોરીની સામે જોઇ બળાત્કારે બોલ્યો:–ક–ક– કિશોરી ત–ત–ત–તેં મ–મ–ને દ–દગો દીધો........છ–છે પ્ર–પ્ર-ભુ ત...તા...રૂં......સ...સા...આ...રૂં...ન.........ન.........હિ... કે...કે...રે......

"બસ હવે ચૂપ થા. પ્રભુ મારૂં સારૂં કરે છે કે તારૂં તે તું તેના દરબારમાં જઇને જોજે. મહોબત ! પર સ્ત્રી પર કુદ્રષ્ટિ કરનાર ની શું દશા થાય છે, તે આજના દ્રષ્ટાંતથી સમજજે. તું હવે જીવ- વાનો નથી, કારણ કે મેં તને કસુંબામાં વિષ વૃક્ષનાં પાંદડાંનો રસ પીવરાવ્યો છે હમણાં તારો જીવ ચાલ્યો જશે. માટે મરતી વખતે પ્રભુનું નામ લેવું હોય તો લઇ લે."

"હ...હ...હેં ! શ...શું...તેં મ...મને...ઝ...ઝે...ર...ન ર...સ......પા...આ...આયો છે ?........હા. કિ...કિ...શ..." થઇ ચૂકયું. મહોબતસંગ વધારે બોલી શકયો નહિ. ગળું રૂંધાઇ ગયું. મ્હોઢે ફીણ આવ્યું. તેના શરીરમાં રહેલો આત્મા જોતજોતામાં નીકળી ગયો, જડવત્ દેહ જમીન પર પડી રહ્યો.

ત્યાર પછી કિશોરીએ તેના મૃત દેહને નજીકમાં આવેલા એક ખાડામાં ગબડાવી દીધો અને તેની તલવાર કમ્મરે બાંધી ભરેલી પિસ્તોલ હાથમાં પકડી કિશોરી માથે ઓઢેલી ઓઢણીને કમ્મરે વીંટી ત્યાંથી જવા લાગી, થોડેક દુર જતાં તેના કાને કંઇક ગરબડ સંભળાઇ આ શાની ગરબડ હશે, કિશોરીનું મન બોલી ઉઠયું. કિશોરી થતા અવાજની તરફ જવા લાગી અને એક મોટા ઓરડાની નજીક આવી ઉભી રહી તે મોટા ઓરડાનાં દ્વાર બંધ હતાં અને તેની અંદર ગરબડ થતી હતી તે ઓરડાના બંધ બારણાંના એક કાણામાંથી કિશોરી અંદર જોવા લાગી તેણે અંદર ભયંકર દેખાવ જોયો તે દેખાવ એ હતો કે અંદરના ભાગમાં કૃષ્ણલાલ ઉભો હતો અને તેની સામે બે હત્યાકારીઓની વચમાં રાયમલ ઉભો રહ્યો હતો. સરલા રાયમલની કોટે વળગી રડતી હતી, તેનીજ એ ગરબડ હતી.

"હાય રાયમલનું આવિ બન્યુ કિશોરીનું મન પુઃન બોલી ઉઠયું. તેણે દરવાજાને ઠેલી જોયો. દરવાજો ખાલી વાસેલો હતો. કિશોરી આકાસ સામે હાથ જોડી મન સાથે બોલી:–પ્રભો પ્રભો ! મારા મદદે આવો. અહિં ભયંકર પાપ કર્મની તઇયારી થઇ ચુકી છે વિના કારણે મૃત્યુના મુખમાં જતાં નિર્દોષ જનોને બચાવવા હું ઇચ્છું છું, અને આપ દયાળુની મદદ માગું છું. કહી કિશોરી હાથમાં પિસ્તોલ પકડી અંદર જોવા લાગી.

---

## પ્રકરણ ૧૨ મું.

### " હત્યાકાંડ "

જે સમયે આ હત્યાકાંડનો આરંભ થતો હતો, તે સમયે રાત્રી પડી ચુકી હતી, પાપીનું પાપકર્મ નહિ જોઇ શકવાથી ચંદ્રદેવ ઉગ્યા નહોતા. ભિષણ અંધકારે અવનિને ઢાંકી દીધી હતી. ફક્ત ભીતેમાં ભરાયેલી કસારિઓનો તિણો અવાજ સંભળાતો હતો,

ક્રૂર કૃષ્ણલાલ આ સમયે ઘણોજ વિકાળ જણાંતો હતો, તેની આંખ્યોમાથી અગ્નિના તનખા ઝરતા હોય એમ દેખાતું હતુ તેની સામે બે સિપાહીઓ રાયમલને પકડીને ઉભા હતા સરલા પિતાને ગળે વળગી કરૂણ કલ્પાંત કરી રહી હતી, દુર ભયંકર દેખાવના હત્યા કારીયો ખુલ્લી તલવારે ઉભા હતા. આખરે છવાએલી શાન્તિનો ભંગ કરી પાપીએ મોટા અવાજથી પુછયું:- રાયરલ ? શું વાર છે !

" હું તૈયાર છું. ફક્ત તારી વારે વાર છે, " કહી રાયમલ સરલાને દુર કરતાં કહેવા લાગ્યો બેટા હવે આઘી જા, આ તારા, પિતાને અનંત ધામમાં જવા દે. સરલા ! રડીશ નાહં. હો બાપુ ! હિંમત રાખ, થનાર વસ્તુ થયાજ કરે છે; માટે શાન્ત થા, તારાં આંસું જોઇ મરણ સમયે મને અત્યંત દુઃખ થાય છે, વીરની પુત્રીને આવી રીતે રડવું યોગ્ય નથી; સરલા વિચાર કર કે તું કોણ છે ?

"પિતાજી ! વ્હાલા પિતાજી ! તમે તમારી સરલાને મુકીને ક્યાં જાઓ છો ? મને સાથે લેતા જાઓ. હું આ સંસારમાં જીવવાનો ખુશી નથી." આમ કહેતી સરલા રડી પડી. તેને માથે હાથ ફેરવતો રાયમલ બોલ્યો:-દિકરા ! બાપુ ! છાની રહે. મોરી માયા હવે મનમાંથી કાઢી નાખ.

પિતા પુત્રીની વાતચિત સાંભળી વિશ્વસંતોષી કૃષ્ણલાલ બોલી ઉઠયો:-રાયમલ ! હવે વધારે વાતો કરવાનો આ સમય નથી. પુત્રીની દયા આવતી હોય તો હજી પણ કહું છું કે મારૂં માન, હું તારી પર દયા કરીશ.

"હું તારી દયાની દરકાર રાખતો નથી." રાયમલે કહ્યું.

"મરણ નજીક આવ્યું છે છતાં મિથ્યાભિમાન તારી રગેરગમાં વ્યાપી રહ્યું છે!"

"પાપી મિથ્યાભિમાની હું નથી પણ તું છે, કે મને આવી રીતે મરણને શરણ કરે છે.'

"બસ ચૂપ થા; અને જણાવ કે હવે તારી કંઇ ઇચ્છા છે ?"

"દુ:ખીની મશ્કરી કરનાર મૂર્ખ ! વારે વારે શું પૂછે છે ? મને ફકત તારા મૃત્યુનીજ ઇચ્છા છે?"

"ગર્વિષ્ટ ! સીધો જવાબ દે કે તારે કંઇ કહેવું છે ?"

"નરાધમ ! કહેવામાં એટલુંજ કે તું માણસ નથી પણ એક ભયંકર ભુજંગ છે."

"ચૂપ ! જ્યારે ભયંકર ભુજંગનો દંશ થશે ત્યારેજ તને તારા પરાક્રમનું ભાન થશે.'

"પરાક્રમની મિથ્યા બડાઇ કરનાર ! હું તને વિનંતિ કરીને કહું છું કે આ વનરાજને ફક્ત થોડીકજવાર છૂટો મૂક, અને પછી જોઇ લે કે હું તને કચરી નાખું છું કે નહિ !"

હા, હા, હા. કૃષ્ણલાલ હસીને કહેવા લાગ્યો, હું ધારૂં છું કે મરણુ પહેલાં માણુસને ઉન્માદ વાયુ થાય છે, એવુંજ તને થયું છે. જો એમ ન હોય તો તું કયારનોએ મૃત્યુને જોઇ રડી ઉઠે.

"મરણુને દેખી રડનારા બિકણુ ને બાયલા હોય છે. મરણુ તે એક આનંદનું કારણુ છે. મરણુથી આ જુનો દેહ તજવાનો છે.અને નવો દેહ ધારણુ કરી નુતન દેશમાં જવાનું છે. તે નવો દેશ આનંદનું ધામ છે, સદા સવદા ત્યાં પ્રભુ ભક્તનુંજ કામ છે."

"રાયમલ ! શું આ વખતે તને લગારે શોક થતો નથી ? "
"ના, હું શામાટે શોકને સ્થાન આપું ? ! શોકમાં માત્ર એટલુંજ કે તારા જેવા કર્મચંડાળને હાથે મારૂં મૃત્યું થાય છે, અને નિર્દોષ સરલાને એકલી મૂકી આ હતભાગ્ય ચાલ્યો જાય છે. બસ એટલોજ શોક આ હૃદયમાં થાય છે. હા, સરલા ! સરલા ..." કહી રાયમલે નિઃશ્વાસ નાખ્યો.

"રાયમલ ! મરણુ સમયે સઘળી માયા મમતાને ત્યાગી દે. સરલાનું નામ કરતાં પ્રભુનું નામ દે. મૃત્યુ વખતે શામાટે સરલા સરલા કર્યા કરે છે!"

"નીચ! સરલા આ હૃદયનો આત્મા છે. સરલા આ નેત્રનો તારો અને મારા ભાગ્યનો સિતારો છે. સરલા રા । છે, સરલા નિષ્કામ પ્રભુ સ્વરૂપ છે, બસ તેના ધ્યાનથીજ મારો મોક્ષ છે.

"સરલા ! તારા પિતાને ઉન્માદ વાયુ થયો છે. તું તેના સં-

બંધમાં કાંઇ કહેવ ચાહે છે ?" કૃષ્ણુલાલે સરલાને પૂછ્યું.

"કૃષ્ણુલાલ ! અમારી પર દયા કર, અને જો દયા ન કરી શકે તો મારા પિતાની પહેલાં મને આ દુનિયામાંથી વિદાય કરી દે. કૃષ્ણુ-લાલ ! હું તારા પગે પડીને કહું છું કે અમારી પર દયા કર. તું શા માટે અમારો પ્રાણ લેવા ઇચ્છે છે ? અમે તારૂં શું બગાડયું છે? કહી સરલા પાપીના પગે પડી.

રાયમલથી એ દેખાવ જોઇ શકાયો નહિ. તરત તે સિપાહીના હાથમાંથી હાથ છોડાવી સરલાની નજીક ગયો અને તેને ઉભી કરી કહેવા લાગ્યો–સરલા ! સરલા ! આ શું કરે છે? પાપીની દયા માગતાં પ્રભુની દયા માગ. આ પાપી તારી દયાનો તિરસ્કાર કરશે, અને પ્રભુ તારી દયાનો સ્વિકાર કરી તને યોગ્ય બદલો આપશે.

"સરલા ! નિર્ભયતાથી કહે કે તારી શું ઇચ્છા છે ?" પુનઃ કૃષ્ણુલાલે પૂછ્યું.

"મારા પિતાની પર દયા કર."

"તું કબુલ કર કે તું મને પરણીશ, તો આ સમયેજ તારા પિતાને છૂટા કરી પૂર્ણ સુખી કરીશ."

"ચૂપ થા, નાદાન ! બોલતાં શરમાતો નથી શયતાન !" કહી રાયમલ વિકાળ નજરે કૃષ્ણુલાલની સામે જોઇ રહ્યો.

"અપમાન ! એક ઝેરીનાગનું અપમાન ?" કૃષ્ણુલાલ બુમ પાડી ઉઠયો.

"હા, હા, ઓ નાદાન ! હોય ગર્વ તો કર છૂટો કે જેથી ઉતારૂં અભિમાન !"

"છૂટો કરૂં છું, હમણાંજ હું તને છૂટો કરૂં છું. મારા બહાદુરો! શું જોઇ રહ્યા છો? તમારી તલવારો ઉંચી કરો અને જલ્દીથી આ શયતાનના બચ્ચાના ગળા પર ઘા કરો. તલવારનો ઘા ગરદનપર એવી તો સફાઇથી કરો કે જેથી વહે એની આંખ્યોંથી આંસુની ધારો."

"જેવો હુકમ." કહી દૂર ઉભેલા હત્યાકારીયોએ પાસે આવી તલવારો ઉંચી કરી. રાયમલ ઘુંટણે પડી પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યો. સરલા ભયથી છળી હા રામ કહી જમીન પર બેશુદ્ધ થઇ ઢળી પડી. હત્યાકારીયાએ તલવારો ઉંચી કરી.

પેલી તરફ ઉભેલી કિશોરી ઉશ્કેરાઇ. તેનું લોહી ઉકળી આવ્યું. તે તરત કમાડને લાત મારી ખુલ્લાં કરી વિકાળ વાઘણની માફક અંદર દોડી આવી; અને હાથમાંની પિસ્તોલનો ઘોડો દબાવ્યો. ભયંકર અવાજ થયો. એક હત્યાકારી જખમી થઇ જમીન પર તુટી પડયો. તરત બીજા હાથથી તલવાર ઉપાડી બહાદૂર કિશોરીએ બીજા હત્યાકારીને પૂરો કરી બૂમ મારી કહ્યું:–પાપી! નામર્દ!

રાયમલ ચમકી ઉઠયો, ઝનુની બની ગયો! અને મુખથી ભયંકર ગર્જના કરી બોલી ઉઠયો:–શું મદદ? હા, પ્રભુ! કહી અત્યંત આવેશમાં આવી જઈ રાયમલે બેડી તોડી નાખી; અને મૃત્યુવશ થયેલા એક હત્યાકારીની તલવાર ઉપાડી લીધી! હજી તો કૃષ્ણલાલ આ શું થયું એનો વિચાર કરે છે, એટલામાંજ કિશોરીએ રાયમલને કહ્યું:–"રાયમલ! મારી પાછળ આવો." કહી કિશોરી આગળ અને પાછળ રાયમલ ત્યાંથી ચાલવા લાગ્યાં. બન્ને જણાં ઝડપથી ખુલ્લા

કિલ્લા ભણી જવા લાગ્યાં. કૃષ્ણુલાલ તેમને જતાં જોઇ બુમ પાડી ઉઠયો:–પકડો પકડો, પંખીયો ઉડી જાય છે. કહી કૃષ્ણુલાલ તેમની પાછળ દોડવા લાગ્યો, તેની બુમથી બીજા માણુસો દોડી આવ્યા અને ઝડપથી નાશી જનારાઓની પાછળ દોડવા લાગ્યા.

કિશોરી પાછળ નજર કરતી દોડતી હતી, અને નજીક જે આવી પહોંચતો તેને પિસ્તોલની ગોળીથી ઠાર કરતી હતી. ગોળીના ઘાથી પાપીનાં બે માણુસો મરયા. એટલીવારમાં તો કિશોરી અને રાયમલ કિલ્લાના ખુલ્લા દરવાજાની બહાર નીકળી ગયાં, કૃષ્ણુલાલ તેમની પાછળ દોડતાં સખ્ત ઠોકર વાગવાથી પડી ગયો, પણુ તરત ઉભો થઇ દોડવા લાગ્યો. તે નજીક આવી પહોંચે એટલામાં તો કિશોરીએ પેલ. પાટીયાવાળી જગામાં જોરથી લાત મારી દરવાજો બંધ કરી દીધો· કૃષ્ણુલાલ પણુ અંદરની છુપી ચાંપથી દરવાજો ઉઘાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એટલામાં તો કિશોરીએ પાસે રાખેલી ખીલીથી દરવાજાને બરાબર બંધ કરી દીધો. પાપી બુમેબુમ પાડવા લાગ્યો. કિશોરી અને રાયમલ પ્રભુકૃપાથી નિર્વિઘ્ને ચમત્કારી કુવામાં થઇને બહાર નીકળી ગયાં.

આ વારતાનો અધુરો ભાગ દુ:ખી સરલામાં વાંચી લેવા કૃપા કરવી.

સમાપ્ત.

ઘેર બેઠાં વગર માસ્તરે અને થોડી મહેનતે
ઇંગ્રેજી શીખવું હોય તો

# એ ગાઇડ ટુ ઇંગ્લિશ ટીચર

ભાગ ૧-૨ જરૂર ખરીદો

હાલમાં વધતી જતી મોંઘવારીને લીધે ઘણા માણસોને ઇંગ્રેજી ભણવાની મરજી હોય છે, છતાં ભણી શકતા નથી, તેના મધ્યમ સ્થિતીના માણસો સારૂ ઘણી મહેનતે **એ ગાઇડ ટુ ઇંગ્લિશ ટીચર** તૈયાર કરાવેલ છે. આ ચોપડીની મદદથી ઘણા લોકો પોતાની નવરાશના વખતે ઘર આગળ પોતાની મેળે ઇંગ્રેજી શિખી શકે છે. આ ચોપડીથી મદદથી તાર, કાગળ, અરજીઓ વગેરે લખતાં વાંચતાં ઘણી સહેલાઇથી આવડી શકે છે. બીજાઓની માફક જુદા જુદા ભાગો ન કરતાં એકજ પુસ્તકમાં બે ભાગો ભેગા સમાવેલા છે. છતાં કીં. રૂ. ૧॥ પોસ્ટેજ માફ.

મળવાનું ઠેકાણું—

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ

ઠે. રીચીરોડ—અમદાવાદ.

# વિવિધ જ્ઞાન પ્રકાશ.

હે મનુષ્યો શાસ્ત્ર અનંત છે તેનો પાર તમારાથી નહિ પામી શકાય. અનેક ભાષાઓ મનુષ્ય તેમજ પશુ-પ્રાણીઓની છે. તે સર્વ ભાષનું જ્ઞાન મેળવવો જેટલી તમારામાં શકતી ક્યાં છે. તમારૂં આયુષ્ય તો ઝાકળના બિંદુ જેવું અલ્પ છે અને તેમ એ વિઘ્નોનો તો પાર જ નથી માટે હે મનુષ્ય હંસ જેમ દુધ ગ્રહણ કરીને અસારને છોડી દો. આ વિવિધ જ્ઞાન પ્રકાશમાં મનુષ્યોને જાણુવા જોગ વષયો જ આપેલા છે અને તેમાં તો એવા અનુપમ રસ રેડેલા છે. કે મનુષ્ય બેચાર પાનાં વાંચે એટલે તેને આખો ગ્રંથ વિના શાન્તિ વળેજ નહિ. ભાષા સરળ સર્વને સમજાય તેવી છે ને તેની રચના ઘણીજ સુંદર છે છતાં કીમત માત્ર રૂ. ૧-૪-૦ પોસ્ટેજ માફ.

મળવાનું ઠેકાણું:—

**બુકસેલર સાકરલાલ બુલાખીદાસ**

ઠે. રાચીરોડ—અમદાવાદ.

# મોક્ષ માર્ગ.

બ્રહ્મસુખ—મોક્ષમાર્ગ સંપાદન કરવા માટે સર્વ સાધનોમાં ભક્તિજ શ્રેષ્ઠ છે વળી અપેક્ષાનુભુતિમાં કહ્યું છે કે-પોતાના વર્ણાશ્રમના ધર્મ વડે ને પ્રભુની ભક્તી વડે પુરૂષને વૈરાગ્યાદિ સાધનો પ્રાપ્ત થાય છે, પછી તે મોક્ષનો અધિકારી થઈને મોક્ષ પામે છે. તાત્પર્ય એ છે કે મોક્ષનું સુખ મેળવવા માટે "સ્વધર્મનું" પાલન. સતસંગ અને ઇશ્વર ભજન એજ મુખ્ય સાધનો છે. સર્વને વાંચીને સમજવુ સુગમ થઈ પડે તેને માટે દાખલા દ્રષ્ટાંતો આપીને સરળ કરવા તરફ વધુ લક્ષ અપાયું છે. એ પુસ્તકના પ્રથમ ભાગમાં મહા સતી સાવિત્રનું ચરીત્ર છે અને બીજા ભાગમાં ભકતી તથા ઉપદેશના તેમજ પ્રાર્થનાના પદભજનો છે આ બંને ભાગ ભેગા હોવા છતાં કીંમત રૂ. ૨) પોસ્ટેજ માફ.

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.

ઠે. રીચીરોડ—અમદાવાદ.

# જ્વરવિનાશક ટીકડી

**ફક્ત છ ટીકડીથી આરામ. FEVER TABLATS.**

આ ટીકડી શરદીના, આંતરીઆ, મેલેરીઆ, જીર્ણજ્વર, વિષમ જ્વર, સન્નિપાતજ્વર, ત્રીદોષજ્વર તથા પ્લેગ અને ઈન્ફ્લુએન્ઝા જેવા મહાન જીવલેણ તાવને માત્ર છ ટીકડીથીજ હઠાવે છે તેમજ અશક્તિ મટાડી જઠરાગ્નિ પ્રદીપ્ત કરી દસ્ત સાફ લાવી શરીરને તંદુરસ્તી બક્ષે છે.

તેમજ મેલેરીઆની સીઝનમાં વર્ષા તથા શરદ ઋતુમાં એકાન્તરે એક એક ટીકડી સવારમાં ચા અગર પાણી સાથે લેનારને મેલેરીઆદિ તાવની દહેશત રહેતી નથી. તથા કોઈ પણ ઋતુના તાવને માટે અકસીર છે.

આ ટીકડી તાવ હોય અગર ના હોય તો પણ ગમે તે સમયમાં લઈ શકાય છે કીં. ટીકડીઓ. ૧૦૦ ની શીશીનો રૂપીઓ ૧।।

**વાપરવાની રીત**—મોટા માણસે દિવસમાં ત્રણ વખત સવાર, બપોર અને સાંઝ એકએક ટીકડી પાણી અગર દૂધ સાથે લેવી. માસ ૬ થી એક વરસ સુધીના બાળકને ત્રણ વખત થઈ એક ટીકડી આપવી. એક વરસથી પાંચ વરસ સુધીનાને ત્રણ વખત થઈ બે ટીકડી આપવી

ઇન્ફ્લુએન્ઝા, પ્લેગ અને ડંગીઆના તાવમાં મુંબઈ પ્રેસીડન્સીનાં ઘણાં ડી. લો. બોર્ડો તથા તાલુકા લોકલબોર્ડો તથા મ્યુનીસીપાલીટીઓ તરફથી આ ટીકડી હજારો ગરીબોને પહોંચવા માટે ખરીદાય છે અને તેની અસરનાં સરટીફીકેટ અમને મળતાં જાય છે.

વૈદ્ય જગન્નાથ મ. દ્વિવેદી આયુર્વેદીક ફાર્મસી નડિઆદ.

# ડાએરીઆ પીલ્સ Diarrhoea Pills

## (ઝાડા મરડાની ગોળી)

## સંગ્રહણી (ગળતી) માટે અકસીર દવા.

ખોરાક પાણી વિકારથી લાગુ પડેલાં દરદ, ઝાડા, અતિસાર, સંગ્રહણી (ગળતી), જુનો મરડો, લોહીનો ઝાડો, આમ, આંતરડાનાં તથા હોજરીનાં દરદોથી રીબાતાં દરદીઓને યકૃત (લીવર) તળબંધ વાયુ, ચુંક, આફરો, શ્વાસનું ચઢવું, અશક્તી મટાડી પાચનક્રિયા વધારી શરીરમાં તાકાત લાવે છે. વાપરી ખાત્રી કરો.

કીંમત શીશી એકનો રૂ. ૧ાા) પો. જુદુ.

વાપરવાની રીત—સવાર બપોર સાંજ એકએક ગોળી લેવી. છોકરાને અડધી અડધી ગોળી પાણી દુધ અગર છાશ સાથે.

ના. ક. આ દરદીએ હલકો ખોરાક છાશ અગર દુધ સાથે લેવાથી ગમે તેવો સંગ્રહણી અસાધ્ય હોય તો પણ મટાડી દે છે. તે ઝાડા તથા મરડા જેવાને માત્ર એકજ દિવસમાં નાબુદ કરે છે.

## એક્ઝેન્ઝોલ.

ઘણા મોટા મોટા ડાક્ટરો, વૈદો અને હકીમોની દવા કરવા છતાં નહીં મટેલા ગમે તેવા જુના ખરજવાને અમારૂં એક્ઝેન્ઝોલ એકજ અઠવાડીઆમાં જડમૂળથી નાબુદ કરે છે. ખરજવા માટે એક્ઝેન્ઝોલ એકજ ઉપાય છે. વાપરવાથી ખાત્રી થશે. સવાર સાંજ બે વખત આંગળી ઉપર લેપ ચોપડવું, જરા ઘસવું ને બીજે દિવસે સવારમાં ધોઈ સાફ કરી ચોપડવું. ચોપડયા પછી આંગળી ધોઈ સાફ કરવી. કીંમત શીશી ૧નો રૂ. ૧-૮-૦ પોસ્ટેજ જુદુ.

ના. ક. ઉવારો તથા ખસ, દાદરને તો માત્ર જલદી નાબુદ કરે છે

વૈદ જગન્નાથ જી. ત્રિવેદી આયુર્વેદિક ફાર્મસી નડિઆદ.

## ચ્યવન પ્રાશ અવલેહ [જીવન]

સ્વાદિષ્ટ ચાટણુ તેમ નિર્ભયપણે વાપરી શકાય છે. બાળક, સ્ત્રીઓ તથા પુરૂષો સર્વેને ગુણકારી છે. જીવનનું સેવન કરનારને નિરોગી બનાવે છે. શરીરમાં નિરોગીપણાનાં તત્વો વધારી લોહી તથા વીર્ય વધારી નબળાઇ, પાન્ડુ, ખાંસી, ક્ષય, છાતીનો દુખાવો અને છાતી તથા ફેફસાનાં દરદો સુધારે, અમ્લપીત્ત, વંધ્યાદોષ, નપુંષકત્વ તથા ધાતુ વિકારનાં દરદો મટાડવામાં આ કેસરી જીવન સર્વોત્તમ હોવાનો દાવો કરે છે. કીં રતલ ૧ ના રૂા. ૩ પોસ્ટેજ જુદુ.

**વાપરવાની રીત**–બાળકને રૂા. ०। ભાર, તેથી મોટા બાળકને રૂા. ०॥ ભાર તથા મોટા માણસને રૂ. ૧થી રૂ. ૨ ભાર સુધી સવારમાં એક વખત જીવન સાથે ०। શેર દૂધ પાવું ને નાના બાળકને તેની રૂચી પ્રમાણે દૂધ પીએ તો પાવું કંઇ હરકત નથી.

## કર્ણીક તેલ [કાનના દરેક રોગ ઉપર]

કાનની બહેરાશ, કાનનો સોજો, કાનનું પાકવું, (વહેવું), રસી નીકળવી, શૂળ, સણકા મારવા, કાનની અંદર ફોલ્લી થવા કે કાનમાંથી પરૂ, લોહી, કે પાણી નીકળવું વગેરે દરેક કાનના રોગ માટે અકસીર તેલ છે. સવાર સાંજ કાનમાં બે બે ટીપાં પાડવાં. કીંમત શીશી એકનો રૂા. ૧–०–०

## જ્વરહર જુલાબ.

તાવની શરૂઆતમાંજ આ ગોળીની અસરથી પેટ સાફ થઈ જાય છે અને તાવ હલકો પાડે છે આ ગોળી નબળા માણસોને અને બાળકોને પણ સુખરૂપ આપી શકાય છે. તેમજ ચુંક, આંકડી વગેરે કોઇ પણ દરદ થયા સિવાય પેટમાંથી પુરતો ખુલાસો થઇ જાય છે. અને બીજી જે જે સ્થિતિમાં જુલાબ લેવાની જરૂર જણાય ત્યાં આ ગોળી ઘણી ઉપયોગી છે. તેમ પેટમાંથી કૃમિ વગેરે સાફ થઇ જાય છે. શીશીની કીંમત રૂ. ૧-૦-૦

## કફ પીલ્સ [ખદીરાદિ ગુટીકા. Cough Pills

ઉધરસ, સસણી. ઉંટાંટીઆની ઉધરસ, સળેખમ, તથા છાતીનાં બીજા દર્દોમાં અને સાદ બેસી ગયો હોય ત્યારે આ આ ગોળી દિવસમાં ત્રણ ચાર વખત એકએક ગોળી મોંમાં રાખી રસ ચૂસવાથી (ગળવાથી) એકદમ આરામ થઇ જાય છે. તેમજ દમ, શ્વાસ, ક્ષયની ઉધરસ પણ આ ગોળીના સેવનથી નાબુદ થઈ જાય છે. સ્વાદિષ્ટ તથા રૂચી કરનાર અને મુખની દુર્ગંધી દુર કરનાર છે. શીશીનો રૂા. ૧-૦-૦ પો. જુદું.

## લીવર પીલ્સ.

યકૃત (લીવર), બરોલ, જીર્ણ, જ્વર, અશક્તિ. શરીરની ફીકાશ, પાન્ડુરોગ. શ્વાસનું ચઢવું. વગેરેને આ લીવર પીલ્સ થોડા સમયમાં મટાડી શક્તિ લાવે છે.

શરીરના સોજા. પેટ તથા પેઢુનાં દરદ, બરોલ, લીવર, કોજરીનો સોજો તથા દુખાવો એકદમ મટાડે છે ને શરીરમાં શક્તિ લાવી શરીર લાલચોળ બનાવે છે. કીંમત શીશી ૧ નો રૂ. ૧.

**વાપરવાની રીત**-બાળકને સવાર, બપોર, સાંજ અડધી અડધી ગોળી ને મોટા માણસને દિવસમાં ત્રણ થી ૭ ગોળી સુધી આપી શકાય છે.

## પ્રદર વિનાશક [સ્ત્રીઓ માટે શક્તિની દવા]

સફેદ પ્રદર, લોહીવા. ગર્ભાશયનો સોજો, દુખાવો, ઋતુનું સાફ ન આવવું, અનિયમિત આવવું, ગર્ભ ન રહેવો; સુવારોગ, ખાંસી, હાથ પગે ચુંથારો, પિશાબમાં કળતર, (જ્વર તથા પગના તળીયામાં થતી બળતરા), દાહ, રતવા, માથાનો અને કમ્મરનો દુખાવો, શરીરે ફીકાશ તથા એન્ની વગેરે દર્દો માટે ઘણીજ અકસીર દવા છે. તેમજ કસુવાવડ થતી મટાડી ગર્ભાશય સુધારી વંધ્યત્વ દૂર કરે છે. તેમજ સંગ્રહણી, અતિસાર મટાડી દસ્ત સાફ લાવે છે. બળ, બુદ્ધિ, કાન્તિ તથા શરીરની સુંદરતા વધારનાર આ દવા જેવી બીજી એકે દવા નથી.

વાપરવાની રીત—સવાર સાંજ ચોખાના ઓસામણમાં એક એક ગોળી લેવી. કીંમત ડબ્બી ૧ ગોળી ૩૨ ના રૂ. ૧)

## જુની હર્ષ અને દુઝતા મસાનો મલમ

વાઢકાપ, આગ લગાવ કે બળતરા કે બીજી કોઈપણ જોખમકારી સિવાય માત્ર આ હર્ષનો મલમ ચોપડવાથી જડમૂળથી નાબુદ કરે છે. મલમ જરા આંગળી પર લઈ હર્ષ ઉપર દિવસમાં બે ત્રણ વખત ચોપડવો તથા [illegible] ઘસવો. જેથી હર્ષ તદ્દન ચીંથરા જેવા થઈ નાબુદ થશે. કી. ડબ્બી ૧નો રૂ. ૧-૮-૦

કંઈપણ ઈજા વગર હજારો દરદીઓને આરામ થાય છે.

વૈદ જગન્નાથ છ. ત્રિવેદી આયુર્વેદિક ફાર્મસી નડિઆદ.

# ક્ષયહર [સીરપસ્ટૅ કીના]

આ સીરપ નામ પ્રમાણે ગુણ બતાવે છે આ સરબત શાસ્ત્રીય રીતે વનસ્પતિઓજ બનાવેલો છે લાંબા વખતનો હાડ જવર, વિષમ જવર, હાથ, પગ, બરડો. ખભાનું કળતર તથા હાથપગની બળતરા. શ્વાસ, ક્ષય, દમ, ધાતુ ક્ષય, ફેફસાંનો ક્ષય, લોહીનું કફમાં આવવું, છાતીની મુંઝવણ, ગભરામણ તથા દુખાવો, સળેખમ કફનું વારંવાર પડવું તથા સુકવું અગર કફની જગ્યાએ ફીણવાળો અગર પીળો કફ આવવો વગેરે ક્ષયહર સીરપનું સેવન કરવાથીજ આરામ થવા માંડે છે વાપરવાની રીત—દિવસમાં ત્રણ વખત પાંચ પાંચ ટીપાં દુધમાં નાખી પીવી. પરેજમાં તેલ, મરચું, ખટાશ બંધ કરી દૂધ અને ભાત ખાઈ આ સીરપનું સેવન કરનારને ગેરન્ટીથી ખાત્રીપૂર્વક ફાયદો કરે છે. શીશી ૧ નો ૧-૧૦-૦

- શુદ્ધ કસ્તુરી, કેસર, બરાસ, ચંદ્રોદય, રસસીંદુર, અમ્બર, સાચા મોતી વગેરે ઉત્તમ ઔષધો વ્યાજબી ભાવથી ખાત્રી લાયક મળશે.
- તેલો લીમડાની લીંબોળીનું તેલ, માલકાંગણીનું તેલ, સુખડનું તેલ, અળસીનું તેલ, ખાસ મોગરીનું તેલ, બદામનું તેલ વગેરે દરેક જાતનાં શુદ્ધ તેલો વ્યાજબી ભાવથી મળશે.
- દ્રાક્ષાસવ, કુમારીઆસવ લોહાસવ, કુટજારીષ્ટ વગેરે આસવો તથા અરીષ્ટો વ્યાજબી ભાવથી મોકલવામાં આવશે.
- વાસાસવ, ચ્યવન પ્રાશ અવલેહ, અભયામલકી વગેરે અવલેહો ચુર્ણો, ગોળાઓ વગેરે દવાઓ પણ મળશે.

વૈદ્ય જગન્નાથ જી. દ્વિવેદી આયુર્વેદિક ફાર્મસી નડિઆદ.

# પ્રમેહ માટે ખાસ ચંદ્રપ્રભા ગોળી.

આ ચંદ્રપ્રભાના સેવનથી દરેક જાતના પ્રમેહ - લાંબા વખતના જુના પ્રમેહ, ચાંદી વગેરે-ને જડમૂળથી નાબુદ કરે છે. તોલા ૧ ના રૂા. ૧-૦-૦ સવાર સાંજ એક એક ગોળી ગળો. ગોખરૂ તથા આમળાં (રસાયન ચુર્ણ) તો. ૧ને સાંજે સવારે તોલા ૫) પાણીમાં પલાળી મુકવું આ ગોળી ઉપર તે પલાળેલું પાણી ગાળી મધ તો. ૦॥ નાખી પીવું. જરૂરથી જુનામાં જુનો પ્રમેહ ખાત્રીથી મટી જશે.

રસાયન ચુ૦:-ગળો, ગોખરૂ, આમળાં સરખે ભાગે ખાંડી વસ્ત્રગાળ કરવું.

## ધાતુ સંજીવની. TONIC PILLS.

આ ગોળી લેવાથી ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે: પુરૂષાતન કાયમ રાખે છે તેમજ વીર્ય વિકારના તમામ વ્યાધિઓને મટાડે છે અને વીર્યને ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઈ આપનાર અને ફીક્કા પડી ગયેલા લોહીમાં ઉપયોગી તત્વો ઉમેરી શરીરને લાલચોળ બનાવનાર આ ગોળી વાપરવાની અમારી ખાસ ભલામણ છે. પરેજીની જરૂર નથી.

વાપરવાની રીત-સવાર સાંજ એકેક ગોળી કકડા કરી પાણી અગર દુધ સાથે લેવી; પરંતુ ખટાશ અને તેલ બંધ કરનારને એકજ શીશીથી પુરેપુરો લાભ મળે છે.

કીંમત ડબી ૧ ગોળી ૩૨ના રૂ. ૧-૦-૦ પેકીંગ પોસ્ટેજ જુદું

વૈદ જગન્નાથ જી. ત્રિવેદી આયુર્વેદીક ફાર્મસી નડિઆદ.

તૈયાર છે ! **સંસારોપયોગી ગ્રન્થ** તૈયાર છે !

પ્રત્યેક ગૃહસ્થાશ્રમી અર્થાત સંસારી નરનારીએ
— નિત્ય અભ્યાસ કરવા લાયક ગ્રન્થ —

# સંસાર શિક્ષક.

યુવાવસ્થાથી શરૂ કરી સંતાન ઉત્પન્ન થાય ત્યાં સુધીની સઘળી હકીકત વિસ્તારથી પતિ પત્નીના સંવાદ રૂપે આ ગ્રન્થમાં લખેલી છે. બાળકો ન જીવતાં હોય એવાં માબાપો આ પુસ્તકમાં લખ્યા પ્રમાણે વર્તે તો જાતે નીરોગી રહેવા ઉપરાંત નિરોગી સુંદર, અને દીર્ઘાયુષી સંતાનો મેળવી શકશે.

**આ પુસ્તક જુવાની જાળવી રાખવા ઈચ્છનાર**
**∴ પ્રત્યેક નરનારીએ વાંચવું જોઇએ. ∴**

સુંદર છપાઇ, એન્ટીક કાગળ, સંખ્યાબંધ ચિત્રો એ ગ્રન્થનું આકર્ષણ છે.

પૃષ્ઠ સંખ્યા લગભગ ૨૫૦
મૂલ્ય રૂા. ૨—૦—૦

મળવાનું ઠેકાણું
**બુકસેલર સાકરલાલ બુલાખીદાસ**
રીચીરોડ, બાલાહનુમાન, અમદાવાદ

વસંત પ્રિ. પ્રેસ : અમદાવાદ